"સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં
ટેક્સ્ટ-બુક તથા ઈનામ-લાઇબ્રેરી માટે
મંજુર થએલી"

દેલવાડાકર સિરીઝ

બાળ-ગ્રંથાવળી—નંબર ૩.

# કિન્ડરગાર્ટન

અથવા

# બાળ શિક્ષણ

ભાગ પ્હેલો

## સામાન્ય પદાર્થ પાઠ—બીજી આવૃત્તિ.


રચનાર,

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

કિન્ડરગાર્ટન રૂઢાંનો શિક્ષક, તથા ગ્રંથ કર્ત્તા.



મુંબઈ:

કૈયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં છાપ્યું છે.

# પ્હેલી આવૃત્તિની પ્રસ્તાવનાનો ટુંક-સાર.

જરથોસ્તી છોડિઓની કારોબાર મંડળી હસ્તક ચાલતી પારસી કન્યાશાળાઓમાં ચાલતાં કિન્ડરગાર્ટન અને હરબાર્ટિયન રૂઢીનાં ધોરણે આ પુસ્તક રચવામાં આવ્યું છે, અને એ રૂઢીના જે કેટલાક વિષયો, આ કન્યાશાળાનાં બાળ શિક્ષણમાં આવી ગયા, તેને જૂદી જૂદી કવિતામાં રચીને આ પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે. આ પુસ્તકનું પ્રથમ દર્શન, તેના મૂળ કર્ત્તાઓના હેતુ અને નિયમોનાં યથાસ્થિત સ્વિસ્તર વર્ણનથી પ્રકટાવવામાં આવ્યું છે. અને બીજા ત્રણ ભાગો, પદાર્થ શિક્ષણના પાઠોથી પ્રકટ કરવામાં આવ્યા છે. એ પાઠો, નાનાં બાળકોને તેમજ કેટલાંક ઉપલા વર્ગનાં બાળકોને પણ અભ્યાસ કરવા લાયક છે. દરેક પાઠની નીચે ફ્રૅબલિયન રૂઢીએ રચાયલાં શિશુ-શિક્ષણની ( Paradise of childhood ) 'નોટ' આપવામાં આવી છે, એટલુંજ નહિ પણ પાઠોનાં શિક્ષણની પદ્ધત્તિ સંબંધી કેટલીક સૂચના કરવામાં આવી છે. જો આ પુસ્તકો દરેક ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં Text Book 'ટેક્સ્ટ-બુક' તરીકે ઉપયોગી થાય, તો કિન્ડરગાર્ટન કેળવણી લ્હેનારાં બાળકોને એક ઉપયોગી ગ્રંથ-સાધન થઇ પડશે. આ પુસ્તકો માંહેના મૂળ વિષયો, જર્મન અને અમેરિકાનાં જૂદાં જૂદાં પુસ્તકો પરથી અનુકરણ કરીને ગાયનમાં રચાયલા છે. પણ મુંબઇ ઇલાકાની પ્રાથમિક શાળાઓને સામાન્ય રીતે ઉપયોગી થઇ પડે,-તથા સરકારી ધોરણોને અને દેશી બાળકોને વધારે અનુકૂળ થઇ પડે, તેવો ફેરફાર કરીને છંદોબદ્ધ કવિતામાં રચના કરી છે; જો આ ગ્રંથની સુજ્ઞ શિક્ષાગુરૂઓ ગણના કરશે, અને જો સરકારી ઉત્તેજનનું અધિકારી થશે તો કિન્ડરગાર્ટન રૂઢીનાં બીજાં કેટલાંક પુસ્તકો રચીને પ્રકટ કરવાનો જે ઉત્સાહ બાળ બાગની કુદરતી હવાથી ખિલતો રહેલો છે, તે અમલમાં આવી શકશે.

કર્ત્તા.

ભૂલેશ્વર રોડ, અધિક આશ્વિન માસ-૧૯૫૪.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



આ બાળગ્રંથની પ્હેલી આવૃત્તિ પ્રકટ કરતાં, કહો કે કિન્ડરગાર્ટન રૂઢીના ગ્રંથોનું પ્રસ્થાનું કરતાં મને એવું સ્મરણ થયુંજ ન હતું, કે ટુંક અરસામાં આ કેળવણીનાં સત્તર પુસ્તકોનો સામટો જથ્થો, બાળ–પ્રજાજનની ઉપયોગી સેવામાં મૂકવાને હું ભાગ્યવંત થઇશ. પણ સુધરેલા દેશની કેળવણીના આ દેશમાં પડતા પ્રકાશને લીધે, અને દેશી પ્રજાને કેળવવાની બ્રિટીશ સલતનતની ઉંચી લાગણીને લીધે હિન્દનાં દેશી–બાળકોએ કેળવણીના બાળ–બાગમાં એક ખિલતાં પ્રફુલ્લતાં ને પમરતાં પુષ્પ પેઠે, હસતાં રમતાં ને મલકાતાં મલકાતાં કેળવણીથી શ્રૃંગાર–ભૂષિત થવા લાગ્યાં છે, તેથી આ પ્રયત્ન વધારે પ્રમાણમાં ટુંક વખતની અંદર ફળિભૂત થઇ પડયો છે. કિન્ડરગાર્ટન રૂઢી પર સામાન્ય દેશીવર્ગનું એકંદર લક્ષ ખેંચાવા લાગ્યું છે, અને શિક્ષા–ગુરૂઓમાં તેની ગણના થવા લાગી છે; એટલુંજ નહિ પણ સરકારી કેળવણીખાતાએ પ્રાથમિક શાળાઓમાં આ રૂઢી દાખલ કરી છે, અને તે રૂઢીનાં ગુજરાતી પુસ્તકોમાં '**પદાર્થ શિક્ષણ**' માટે આ "**કિન્ડરગાર્ટન ભાગ ૧–૨–૩**" ત્રણ પુસ્તકો, સરકારી કેળવણી ખાતાંના મેહેરબાન ડિરેકટર સાહેબે, Text-Book "**ટેકસ્ટ–બૂક**" તેમજ '**ઇનામ–લાઇબ્રેરી**' માટે મંજુર કર્યા છે.

આ પ્રથમ ભાગના પુનર્જન્મમાં સરકારી અને ખાનગી સૂચના તથા જાતિ અનુભવ ઉપયોગમાં લઇને કેટલોક સંસ્કારી સુધારો કરવામાં આવ્યો છે. ભાષાની કાઠીણ્યતા કાઢી નાખીને સરળતા વધારી છે. વિષય–રચના અને શિક્ષણ પદ્ધત્તિની સૂચનામાં પણ સુધારો કર્યો છે. આશા છે કે બાળકોને અતી ઉપયોગી જ્ઞાન આપવામાં આ પ્રયત્ન સફળ થશે.

**કર્તા.**

મહા શિવરાત્રી, ૧૯૫૮. ૧૫૫, ફનસવાડી—**મુંબઈ.**

# પદાર્થ-શિક્ષણ સંબંધી સૂચના.



બાળ કેળવણીથી છેક ચડતી કેળવણીની સમાપ્તિ સુધીનાં શિક્ષણમાં થોડાજ વિષયો એવા હશે કે જે પ્રત્યક્ષ પદાર્થ-શિક્ષણથી નિરાળા હોય. પદાર્થો વડે શિક્ષણ આપવાની સુલભ રૂઢીથી જે દેશની શાળાઓ બેનશીબ છે, તે શાળાઓમાં શીખતાં બાળકો પર એક જાતનો અઘટિત અને નુકસાનકારક બોજો છે, એમ સુધરેલા દેશના વિદ્વાનોએ સાબિત કરી આપ્યું છે. પ્રત્યક્ષ પદાર્થો વડે શિક્ષણ આપવાથી બાળકોની મનશક્તિ ખીલે છે તેમ તેની કલ્પના શક્તિ ને સ્મરણ શક્તિ દૃઢ થતી જાય છે, એટલુંજ નહિ પણ શિક્ષકોને તેથી શિક્ષણ આપવાનું સ્હેલું પડે છે. અલબત આળસુ અને નિરૂત્સાહી શિક્ષકોને આ રૂઢી કેવળ કઠીણ અને કંટાળા રૂપ લાગશે, પણ ઉદ્યોગી અને ઉત્સાહી શિક્ષકોને તો આશિર્વાદ સમાન થઇ પડશે. શિક્ષણ માંહે આવતા નવા નવા વિષયો, નવી નવી વસ્તુઓથી શીખવતાં શિક્ષકોને જેમ ઉલટ આવે છે, તેમ બાળકોનો પણ ઉમંગ અને ઉત્સાહ વૃદ્ધિ પામતો જાય છે. પશ્ચિમ પ્રદેશની શાળાઓનાં શિક્ષણનો આ મુખ્ય હેતુ છે. અમેરિકાદિ દેશોમાં પ્રત્યક્ષ પદાર્થ વડે શિક્ષણ આપવાનો નિયમ આજે આખી દુનિયામાં વખણાયલો છે. મૂળાક્ષરોથી શરૂ કરીને, અંક, પદાર્થ પાઠો, ગણિત, ભૂગોળ, અને કળા-કૌશલ્યનાં તથા કુદરતી તત્વોનાં શિક્ષણમાં પ્રત્યક્ષ પદાર્થનોજ ઉપયોગ કરવામાં આવે છે. કોઇ શિક્ષણમાં એવું નથી કે પ્રત્યક્ષ પદાર્થ વિના મુખ વાકયથી અમુક સિદ્ધાન્ત સાબિત કરવામાં આવે. જે વસ્તુઓ નજરે બતાવી શકાતી હોય તે શાળા-

ઓનાં સંગ્રહસ્થાનમાં તૈયારજ હોઇ શકે, અને જે વસ્તુઓ બહારનીજ સ્થિતી સ્થાપક જેવી હોય, કે જે શાળામાં લાવી શકાતી ન હોય તે વસ્તુઓ સંબંધી શિક્ષણ આપવા માટે બાળકોને તેવી જગ્યામાં લઇ જવાં પડે. જેમકે, આકાશનો ફેરફાર, ઋતુઓમાં ખિલતાં ઝાડો, જળાશયો વગેરે બાબતો સંબંધી જ્ઞાન આપવાનું હોય, ત્યારે પ્રત્યક્ષ ફેરફારો નજરે બતાવવા પડે છે. પશુ–પ્રાણી આદિ જ્ઞાન આપવા માટે કેટલાંક પ્રત્યક્ષ અને કેટલાંક ચિત્રદ્વારા શિક્ષણ આપી શકાય, કેટલીક હસ્ત–રચિત વસ્તુઓ સંબંધી જ્ઞાન આપવા માટે, તથા રસાયણાદિ પ્રયોગ કરી બતાવવા માટે શાળામાંહેનાજ પદાર્થો વડે શિક્ષણ આપી શકાય, પરંતુ જે પદાર્થો, શાળામાં નહિ, પણ કુદરતી રીતે બહારજ હોય, તે બતાવવા માટે બહાર જવું જોઇએ. જળાશયો, પર્વત, ઝરા, અને ખેતરો સંબંધી આસપાસના સીમાડાનો લાભ લઇ શકાતો હોય તો તેમ કરવું જોઇએ છે, પણ મોટા નગરોમાં તે દેખાવો, શાળામાં ખાસ નવીન રચીને જ્ઞાન આપવું જોઇએ છે. પદાર્થ શિક્ષણ સંબંધી સુધરેલી શાળાઓમાં બહુ ઉત્તમ પ્રકારની ગોઠવણ કરવામાં આવેલી હોય છે. જે પાઠ આપવો હોય તેની અગાઉથી તૈયારી કરી રાખેલી હોય છે. અને દરેક પદાર્થ, તેના મૂળ આકારમાં અને છૂટા છૂટા ભાગમાં પ્રત્યક્ષ તથા ચિત્રદ્વારા દેખાડવામાં આવે છે. એ પદાર્થોમાં કેટલાક હુન્નરને લગતા હોય છે, કેટલાક રસાયણી હોય છે, અને કેટલાક કુદરતી તત્વોથી બનેલા હોય છે. જે હસ્ત–રચિત પદાર્થો હોય તેને છૂટા ભાગમાં વ્હેંચીને આખા કરી શકાય છે. વનસ્પતિ–પશુ પ્રાણી આદિ બાબતોના પાઠોમાં, અંદર અને બહારના અવયવો સંબંધી શિક્ષણ ચિત્રદ્વારા આપી શકાય છે. પ્રવાહી અને મિશ્ર પદાર્થો, પ્રયોગથી છૂટા પાડીને એકત્ર કરી જ્ઞાન આપવામાં આવે છે.

એવી રીતે જે પદાર્થ જેવી રીતે ઉત્પન્ન થઇને એકત્ર થયો હોય, તે પદાર્થનું યથાસ્થિત દર્શન કરાવીને પછી પ્રશ્નોતર પદ્ધત્તિ વડે બાળકોને જ્ઞાન આપવામાં આવે છે. જ્યાં સુધી બાળકો ઉત્તર આપી શકે ત્યાં સુધી શિક્ષક પોતાનાં ડહાપણનો ઉપયોગ કરતો નથી, પણ જ્યારે શિક્ષકને કંઇક ભેદ બતાવવો હોય છે, ત્યારે તે બીજી વસ્તુના મૂકાબલાથી બાકીનો ભાગ શીખવે છે. એક પદાર્થ સંબંધી સંપુર્ણ રીતે બાળકો અનુભવી થઇ જાય છે, પછી તેવો પદાર્થ રચવાની તક આપવામાં આવે છે. કોઇ પદાર્થ માટી વડે બનાવે છે, અને કોઇ પદાર્થો ચિત્રદ્વારા ચિતરી દેખાડે છે. જ્યારે તે વિષે સંપુર્ણ માહિતગારી મળેલી જોવામાં આવે છે, ત્યારેજ બીજા પદાર્થ પાઠોનું શિક્ષણ ચલાવી શકાય છે. જોકે એમ કરતાં વખત બહુ વ્યતિત્ થાય છે, તોપણ ગોખણીયા પદ્ધત્તિના પચીશ પાઠ કરતાં, પ્રત્યક્ષ પદાર્થ જ્ઞાનના પાંચ પાઠ બહુ ઉપયોગી ગણાય છે. માત્ર શિક્ષક ચાલાક હોય તો તેમાં અજાણ શિક્ષકો ધારે છે, તેટલો વખતે જતો નથી, તેમ મુસ્કેલી પણ નડતી નથી. અમેરિકા અને જાપાનની શાળાઓમાં પદાર્થ–શિક્ષણના પાઠો કવિતામાંજ રચવામાં આવ્યા છે. અને તે પદ્ધત્તિ, મુંબઇની જરથોસ્તી છોકરિયોની શાળાઓમાં દાખલ કરવામાં આવી છે. હાલમાં આપણાં કેળવણી ખાતાંએ નવાં ધોરણોમાં એ રૂઢી દાખલ કરી છે. જુઓ, ગુજરાત શાળાપત્ર ફેબ્રુવારી–માર્ચ ૧૯૦૨. દરેક પદાર્થના ગુણ, આકૃતિ, રંગ, અને ઉપયોગ સંબંધી વિષયની કવિતામાં રચના કરી શકાય છે, અને તે સાથે ગાયનદ્વારા મગજ, કંઠ, અને અવયવો ખીલવી શકાય છે. હાવભાવ કરીને જોડે જોડે શારિરિક બળ વધારવામાં આવે છે. એ કવિતાની રચના એવી તો સરળ, સુંદર ને ટુંક હકિકતથી ભરપૂર હોય છે

કે જેનો અંત એક વ્યવહારિક નીતિ જ્ઞાનની ખોટ પૂરી પાડે છે. દરેક પદાર્થોને વ્યવહારિક વિષયોને સંબોધીને જૂદા જૂદા પ્રકારનું જ્ઞાન સંપાદન કરાવવામાં આવે છે. આ પ્રકારની ઉત્તમ રૂઢીથી અમેરિકા દેશ ભાગ્યવંત છે, અને તેની પદ્ધત્તિનું અનુકરણ કરવાને આખી દુનિયાં એકમતે દોરવાયલી છે. અમેરિકાની શિક્ષણ પદ્ધત્તિનો ક્રમ વખણાયલો હોવાનું મુખ્ય કારણ તો એ છે કે તેમણે બાળ શાળા (Infants School) ના વિષયો, દરેક પ્રાથમિક ધોરણોની અંદર ચડતા ક્રમે દાખલ કરીને ચડતી કેળવણીની પાઠશાળાઓ (Colleges) ના ચડતા વિષયોમાં સામેલ કરી દીધા છે. તે વિષે એમ કહીએ તો ચાલે કે ચડતી કેળવણીના દરેક વિષયો, ઉતરતા ક્રમે છેક બાળકોને અનુસરતાં શિક્ષણને લાગુ પાડયા છે, અને કિન્ડરગાર્ટન તથા હરબાર્ટિયન રૂઢીની ગુંથણીથી રચવામાં આવ્યા છે, એટલે તે દેશની રૂઢી આજે ફતેહમંદ ઉતરી છે ને વખણાયલી છે. એ શાળાઓમાં કોઇ પણ શિક્ષણનો ભાગ એવો નથી કે જેમાં પ્રત્યક્ષ પદાર્થનો ઉપયોગ કરવામાં આવે નહિ; ગાયન જેવી બાબતો પણ ગમ્મત સાથે જ્ઞાન આપી શકે તેવી પદ્ધત્તિથી સમાયલી છે. શારિરિક, માનસિક અને સંસાર–વ્યવહારિક કે ધાર્મિક વિષયો એક બીજાં શિક્ષણ સાથે જોડાયલાજ રહે છે. ફ્રેબલ અને હરબાર્ટના હેતુઓ, નિયમો અને પદ્ધત્તિને સંમિશ્રણ કરીને પોતાના દેશને અનુકૂળ પડતી બાબતોથીજ ગોઠવવામાં આવ્યું છે. મનની ને તનની ખિલવણી પાછળ એ દેશ જે કંઇ પ્રયત્ન કરે છે, અને તે સંબંધી ગ્રંથો અને શિક્ષણ પ્રકટ કરીને જે નવી શોધમાં વધારો કરે છે તેનું આ દેશોએ ઘણુંજ અનુકરણ કરવા જેવું છે. હાલમાં બંગાળ અને મદ્રાસમાં કિન્ડરગાર્ટન અને હરબાર્ટિયન રૂઢી દાખલ કરવામાં આવી છે. મુંબઇની કેટલીક શાળાઓમાં તે

પદ્ધત્તિએ શિક્ષણ આપવાનું શરૂ કરવામાં આવ્યું છે અને તેનો વિસ્તાર વિશાળ પ્રદેશમાં વધી શકે એમ સરકારી કેળવણી ખાતું પ્રયત્ન કરે છે. જ્યાં સુધી આપણા દેશની પ્રાથમિક શાળાઓ આ પ્રકારે પ્રત્યક્ષ પદાર્થ જ્ઞાન આપી શકે નહિ, જ્યાં સુધી તવંગરો કેળવણીને ખિલવવામાં મદદ કરે નહિ, જ્યાં સુધી મા બાપો અને શિક્ષકો તેમાં ઉત્સાહથી આગળ વધે નહિ, અને જ્યાં સુધી તે શિક્ષણ એક ખિલતી મનશક્તિનું બળ વધારી શકે નહિ, ત્યાં સુધી આપણાં દેશી બાળકો ભવિષ્યમાં પશ્ચિમ પ્રજાનાં ઝળકતાં ગોહર જેવાં કિમતી થઇ પડેજ નહિ.

કિન્ડરગાર્ટન અને હરબાર્ટિયન રૂઢી આ દેશમાં કે પ્રદેશમાં દાખલ થઇ છે, પણ તે એની અસલ સ્થિતીમાં નહિ, પરંતુ દેશની, પ્રજાની, અને કુદરતી રચનાના અનુકરણથી દાખલ થઇ છે, અને દરેક સ્થળમાં પોતાનાં દેશી સાધનો વડેજ શિક્ષણ આપવાની રીત પસંદ કરી છે.

આ બાળગ્રંથમાં પણ તે પદ્ધત્તિથીજ રચના કરવામાં આવી છે. જૂદા જૂદા દેશોમાં ચાલતી કિન્ડરગાર્ટન અને હરબાર્ટિયન રૂઢી પરથી આ દેશની કેળવણીને અનુસરીને દરેક વિષયની ગુંથણી કરવામાં આવી છે. અને તે માંહે સમાયલા પાઠોની રચના, ગુજરાતી બાળ–પ્રજાના વ્યવહારમાં આવનારી, અને તે વસ્તુથી વ્યવહારિક જ્ઞાન સંપાદન કરાવનારીજ પદ્ધત્તિ ને રૂઢીથી કરી છે. ભાષા સાદી અને સરળ રાખી છે, તેની જોડે સંગીતનો સંબંધ જોડેલો છે, અને દરેક પદાર્થ પાઠો, દેશી સાધનોથી જ્ઞાન આપવા માટે પણ મૂળ કેળવણીકારોના ઉચ્ચ નિયમથી રચવામાં આવ્યા છે, તથા વિશેષ માહિતી માટે પાઠની કવિતા નીચે 'નોટ' આપી છે. આ પુસ્તક, ત્રણ ભાગમાં વ્હેંચી નાખવામાં આવ્યું છે પ્રથમ ભાગમાં

નાનાં બાળકોનેજ અનુકૂળ થઈ શકે, તેની શિક્ષણપદ્ધત્તિનો સંબંધ જાળવી શકે, અને તેના વ્યવહારમાં આવી શકે તેવા પાઠોનુંજ ગુંથણુ કરવામાં આવ્યું છે. બીજા ભાગમાં વનસ્પતિ, પ્રાણી, ફૂલ, ફળ, ઝાડ, ધાતુ, અનાજ, ખનીજ, અને પાકશાસ્ત્ર આદિ શિક્ષણના પાઠો રચવામાં આવ્યા છે, અને ત્રીજા ભાગમાં કુદરતી પ્રાણી–પદાર્થ દ્વારા, માનસિક અને શારિરિક બળ વધારનારા, તથા નીતિ અને સામાન્ય જ્ઞાન આપનારા પાઠો દાખલ કરવામાં આવ્યા છે. એ એક ગોધમના ચૂર્ણનું રૂપક છે. શિક્ષક તેને જેવી રીતે કેળવશે, જેવી રીતે બનાવશે તેમ તે ફળદાયી થઇ શકશે.

આ પ્રથમ ભાગ વિષે શિક્ષકોને એટલીજ સૂચના કરીશું કે દરેક પાઠો પ્રત્યક્ષ પદાર્થો વડે શીખવવા, અને તેની જોડે બીજી બીજી બાબતોનાં શિક્ષણનો સંબંધ જોડીને હાવભાવ સહિત કવિતા ગવરાવવી. એથી આ શિક્ષણમાં ફતેહ મળશે, ને ચડતા વર્ગમાં તે ઉપયોગી થઇ પડશે.

કર્ત્તા.



દેલવાડાકર સિરીઝ.

(બાળ-ગ્રંથાવળી—નંબર ૩.)

# કિન્ડરગાર્ટન અથવા બાળશિક્ષણ

## ભાગ પ્હેલો.

## સામાન્ય પદાર્થ પાઠ, આવૃત્તિ બીજી.

અ     **અક્ષર.***     अ

ચોપાઇ†

અક્ષરના સાદા આકાર,
સળી કડીથી સઘળા પાડ;
કરો આંગળાંનો ઉપયોગ,
લખો નામ સૌ બાળક જોગ.
કોઇ લખે રેતીમાં નામ,
કોઇ કરે કાગળમાં કામ;
જેને લાગે સુંદર જેહ,
તેમ કરે છે બાળક તેહ.

---

* 'અ' નો '**અભરાઇ**' શબ્દ ઉપરથી ફ્રૅબેલની બક્ષિસ. ૮ નમુના (૩૦-૩૧) ની આકૃતિ કરાવવી-કવિતામાં સમાયલી બાબતોનો સાર સમજાવવો. † ઓખાહરણ તથા અંગ્રેજી રાગમાં ગવાય છે.

# અનનસ.*

## ચોપાઇ.

રંગીન આ અનનસ દેખાય,
ખડબચડું અંગે પેખાય;
રંગ ગુલાબી ભપકાદાર,
ભાત ચોકડી ચટકીદાર.
માથે લીલાં પાન જણાય,
અણીદાર કોરેં પરખાય;
છાલ કઠણ ને કાંટાદાર,
માવો અંદર ખુશબોદાર.

* ફ્રૂબેલની બક્ષિશ (૭) મીમાં '*Tile work*' માં રંગીન કાગળોના જુદા જુદા ચોકડી ભાતના નમુના કરવામાં આવે છે. તે નમુનાઓમાં 'અનનસ'ની માંહેના રંગ અને ભાતના નમુનાઓ બનાવી શકાય છે.

# અનાજ.*

## ભૂજંગી છંદ†

થશે જાર ને બાજરી કણસલેથી,
ઘઉં ડાંગરો નીપજે ઉંબીએથી;
બને છે કઠોળો શીંગે સર્વ તાજાં,
ખુશીથી સઉ ખાય છે લોક ઝાઝાં.

* અનાજની ઉત્પતિ, છોડ, દાણા, કાપણી, મસળવું, ઈત્યાદિ દરેક વસ્તુ અને તેનું કામ પ્રત્યક્ષ બતાવવું અને ખેતરમાંજ તે દેખાડી શકાતું હોય, તો તેમ કરવું. શાળાના પ્રદર્શનમાં જુદી જુદી જાતનાં અનાજનો સંગ્રહ રાખેલો બતાવવો. † ભેરવી રાગમાં ગવાય છે. દ.

# અગરિયો.*

## ચરણાકુળક છંદ.†

ઘુઘવતો જો ગાજે દરિઓ,
કાંઠે બેઠો એક અગરિયો;
ચોખંડા કયારા તે કરતો,
ભરતીનાં પાણી એ ભરતો.
તે પાણી સૂકાવા દેતો,
ખાર રહે તે કાઢી લે'તો;
સાફ કરે તે મીઠું કે'તો,
મ્હેનતનું ફળ એ મેળવતો.

* દરિયા કાંઠે જ્યાં અગર હોય ત્યાં સગવડ પ્રમાણે બાળકોને લઇ જઇને તેનું પ્રત્યક્ષ શિક્ષણ આપવું. અથવા શાળાના વાડામાં આ અગરિયાનો પ્રયોગ કરાવવો. દરિયાનાં પાણીનો ઉપયોગ, ખાર જમાવવા સંબંધી તથા બીજી હરીફાઇની મળતી વસ્તુનો મુકાબલો કરતાં શીખવવું. † ભેરવી તથા જીલ્લામાં ગવાય છે.

આ — આ

# આમલી.*

## દોહરો.†

ઘટા છટાથી શોભતી, સુંદર ફુલડાં સાથ;
શીંગો જેવા કાતરા, દે છે તું ભલિ ભાત.
ખાટો તારો સ્વાદ છે, તુરાશ ઠળીઆમાંય;
મુસાફરોને તું સદા, આપે સુંદર છાંય.

* આમલી (કાચી અથવા પાકી) સાથે બાવળના પરડાનો મુકાબલો કરવો. આકાર તથા સ્વાદ અને ગુણ સરખાવવા—શીંગો અને કાતરાનો તફાવત બતાવવો. † ઝિંઝોટી રાગમાં ગવાય છે.

# આરસી.*

## દોહરો.

ચોખંડી આ આરસી, સુંદર ને વળી સાફ;
મોહું સરખું દાખવી, મનનું કરતી માપ.
મનની વાતો મોં ઉપર, જે રીતે દેખાય;
મેલા મનનાં માનવી, આરસીએ પેખાય.

*બેલની અઢારમી બક્ષિશના નમુના (૬૯ થી ૭૧) સુધી કરાવવા.

# આદું.*

## ભૂજંગી છંદ.

મધુરૂં અને ગાંઠવાળું રસાળું,
અરે આદું છે તીખું ને સ્વાદવાળું;
કદી લીલું હોયે કદીએ સૂકાયે,
રહેલા ગુણો ના તજે તે કદાયે.

* આદું અને સુંઠનો સંબંધ સમજાવવો—શરીરના ભાગો મોંહેના સાંધા અને આદાંની ગાંઠોનો મુકાબલો કરાવવો.

# આગ ગાડી.*

## ભૂજંગી છંદ.

જુઓ દોડતી જાય છે આગગાડી,
ફુંકે ભૂંગળું ગામ આવ્યા અગાડી;
દિસે દૂરથી હાથી ઘેલો થએલો,
હઠે જોઇને હોય તે દૂર વ્હેલો.
અરે આગ પાણી વડે કેવી ચાલે?
વળી સાથ ડબ્બા તણાતા જ હાલે;
કદીએ ન વેળા ચુકે ગામ જાવા,
બધાં બાળકો આવજો ગુણ ગાવા.

* ફ્રૅબેલની ત્રીજી બક્ષિસના (૨–૩) નમુનાની (૨૪)મી આકૃતિ કરાવવી. સ્ટેશનનો દરવાજો બક્ષસિ; (૮) નમુનો (૨૩) આકૃતિ (૧૯) તથા આગગાડી અને આગબોટનો આકાર તથા મુકાબલો કરાવીને બક્ષિસ (૭) નમુના (૨૩) આકૃતિ (૨૦) તથા બક્ષિસ (૮) નમુનો (૩૮) કરાવવો.

"**આગગાડી**" સંબંધી બાળ રમત માટે જુવો. "બાળ ગીત" પૃષ્ટ ૫.



# આંબો.*

## દોહરો.

આંબો સુંદર શોભતો વન વગડામાં એ;
દે ફળ શિતળ છાંયડી, રાખે સરખી ટેક.
એક ઝાડનાં બે ફળો, ખાટાં મીઠાં હોય;
સંગતનાં ફળ મેળવે, કહે જગતમાં કોય.

* આંબાને ફળવાની ઋતુ, તથા મોર, મરવા, કેરી અને તેનાં ઝાડ સંબંધી વિશેષ હકિકત સમજાવવા ઉપરાંત, તેની છાંયડી સંબંધી બીજાં ઝાડો સાથે મુકાબલો કરવો, ને તેની ફળ-દ્રુપતા સાથે ઉદાર માણસની સરખામણી કરી દેખાડવી-ખાટી ને મીઠી કેરી થવાનું કારણ, તથા તે પરથી સંગતનો સાર સમજાવવો.

---

# ઇ ઇંડું.* ઇ

## દોહરો.

લંબગોળ આકારની સાથે જો સરખાય;
ઇંડાંનો અંતર બધો, પારખતાં પરખાય.
પંખી ને બહુ પ્રાણીઓ, છે ઇંડાંની જાત;
પોપટ કોયલ કાગડા, મોર મરઘીની ભાત.

* ફ્રૅબેલની બક્ષિસ બીજીના 'નળાકાર' સાથે લંબગોળ, તથા અંડાકારની સરખામણી કરવી. જુવો 'બાળખેલ' પૃષ્ટ ૧૫.

ઇંડાંમાંથી કઇ કઈ જાતનાં જનાવરની ઉત્પતિ છે, તે તથા અગવડ ન આવે તો ઇંડાં સંબંધી યોગ્ય રીતે વિશેષ પ્રત્યક્ષ જ્ઞાન આપવું.

ઈ ઈંટ.* ई

**ચોપાઇ.**

લાંબી ને ચોરસ દેખાય,
ઘન જેવો તે ઘાટ જણાય;
છ બાજુ ને ખૂણા આઠ,
સોળ કોરનો સાદો પાઠ.
ખડબચડું છે તેનું અંગ,
ગેરૂ જેવો રાતો રંગ;
ઈંટ તણા આકારો થાય,
વાવ કૂવા ને ઘર બંધાય.

* ફ્રૅબેલની ચોથી બક્ષિસ સાથે ઈંટનો મુકાબલો કરવો, તેના આકાર તથા ઘાટ કરાવવા—ઈંટની બનાવટ અને તેના ઉપયોગ વિષે સમજાવવું; ઇત્યાદિ. ઘર ચણવામાં કેવી ઈંટો વપરાય છે, તેનું માપ કરાવવું, ને તેની જુદી જુદી બનાવટના નમુના વાપરવા.

---

ઉ ઉન.* उ

**દોહરો.**

ઘેટાનાં તનપર જુઓ સફેદ ઉન અપાર;
કાપી રંગી ને વણે, થાય સરસ શણગાર.
રાતો પીળો વાદળી, મેળવશે મૂળ રંગ;
નારંગી ને જાંબુડી, લીલાનો કર સંગ.

* ફ્રૅબેલની પ્હેલી બક્ષિસ માંહેના દડાઓ, અને સફેદ તથા રંગીન ઉન વિષે શીખવવું—ઉનની ઉત્પતિ તથા તેનો ઉપયોગ અને બનાવટ વિષે સમજાવવું.

# ઊ ઊંદર.* ऊ

### ચોપાઈ.

ઉંદર તારી ચંચળ જાત,
કરે ચપળતા કાળી રાત;
કદિ બિલાડી તુજપર ધાય,
ચાલાકીથી નાશી જાય.
કામ સાંધવું તારે હોય,
નમી ગમીને ચાલી જોય;
ગુણ સારા તુજમાં છે ખાસ,
ચંચળતા ને કંઈ નરમાશ.

* ઉંદરની ચપળતા તથા તેના ગુણ દોષ દેખાડીને દુર્જનતાનો ત્યાગ તથા સદ્‌ગુણતાના ઉપયોગ વિષે સમજાવવું—**'ઉંદર-બિલાડીની રમત'** એ વિષે કિન્ડરગાર્ટનમાં એવી હકિકત છે કે કેટલાંક બાળકો ગોળ કુંડાળામાં એક બીજાં પાછળ દોડે, ને નજર ચુકાવી નાશી જાય, ઇ.

---

# રૂ રૂમાલ.* रु

### ચોપાઇ.

રૂમાલની હું બાંધું કોર,
આવે ત્યારે તેમાં જોર;
ટકાઉ થાયે ત્યારે તેહ,
કિમ્મતમાં પણ ચડશે એજ.

* ભરત શિક્ષણ સંબંધી ઉપયોગી બાબતો વિષે સાર સમજાવવો. બાળકોએ આ કામ કરતી વેળા આ ગાયન ગાવું.

## રૂ　　રૂપિયો.*　　ऋ

### દોહરો.

સફેદ રંગે શોભતો, સાફ રાખતો અંગ;
ચોકખાં સૈ થઇએ અમે, સાચો રાખી સંગ.
ચાર આઠ ને સોળથી, ચોસઠ તારા ભાગ;
વળી એકસો બાણુંનો, લીધો પૈએ લાભ.

* ચલણી નાણાં સંબંધી પ્રત્યક્ષ વસ્તુથી જ્ઞાન આપવું, તેની સાથે સાદા કોષ્ટકના દાખલા પણ પૂછવા.

---

## એ　　એરણ.*　　ए

### ચોપાઈ.

એરણની આ સાંભળ વાત,
લોઢાંની નક્કર છે જાત;
ટીપે તે પર કરવા ઘાટ,
સગપણ સાચુ ધાતુ સાથ.
માર ખાય છે દીન ને રાત,
મુગો બેસે જોડી હાથ;
વચન માર જે સહન કરે,
તે દુનિયાનાં સુખ સંચરે.

* લુહારના કારખાનામાં બાળકોને લઈ જઇને આ પદાર્થ સંબંધી શિક્ષણ આપવું, અને કવિતામાં સમાયલો સાર સમજાવવો.

# એરંડો.

## ચોપાઇ.

શેરડી સાથે પાણી પીએ,
મોટા સાથે નાનો પળે;
એરંડાની એવી જાત,
એરડી ફળ આપે ભલિભાત.
તેનું તેલ ભલું નીકળે,
બાળે કે સંચે વાપરે;
મૂળ બહુ કાચાં કસહીણ;
ગોખેલું ભણતર જેમ મીણ.*

* નક્કર અને પોકળ પદાર્થ સંબંધી તથા કઠણ અને પ્રવાહી પદાર્થ સંબંધી પ્રયોગસિદ્ધ શિક્ષણ આપવું.

---

**ઐ** આ અક્ષર પદાર્થના નામની શરૂમાં આવતો નથી. **ऐ**

---

**ઓ** ## ઓરડો.* **ओ**

## ભૂજંગી છંદ.

જુઓ ઓરડો સાફ કેવો જણાયે?
વળી બારીઓની ઉજાસે છવાયે;
હવા ચોકખી આવે નિરોગી રેહવા,
રવિનાં રૂડાં કીર્ણ આવે છે કેવાં?

* કિન્ડર ગાર્ટનના નમુનામાં "ઘર રચના" કરતી વેળા "ઓરડા"નો ભાગ પણ કરાવવો. અને ચિત્રદ્વારા પણ દેખાડવું.

# ઔ આ અક્ષર પદાર્થના નામની શરૂમાં આવતો નથી. ઔ

# અં અંગુઠો.* અં

### ચોપાઇ.

ચાર બ્હેનનો મોટો ભાઇ,
આંગળ સાથે એક સગાઇ;
એ પર મોટો છે આધાર,
કલમ ઝાલવાનું હથિયાર.
લેખન ગુંથન ભરવા કાજ,
અંગુઠાનું પ્હેલું રાજ;
પાંચ આંગળે પ્હોંચો સોય,
કહેવતમાં સૌ સરખું જોય.

* 'આંગળાં વિષે' નું ગીત "બાળ-બાગ-ભા. ૧" માં જોવું પૃષ્ટ (૩૧). વળી જુવો—( Mother Songs And Finger Games.)

---

## અંજીર.

### દોહરો.

માતા આપે મૂજને, અંજીર ખાવા રોજ;
આનંદે આળસ તજી, ભણવા જાઉં તોજ.
હોય લખોટા જેવડું, દડા સમો આકાર;
રંગ કસુંબી ને વળી, કૈંક કિરમજી ધાર.

**અ:** આ અક્ષર પદાર્થના નામની શરૂમાં આવતો નથી. **अः**

# ક કલમ.* क

## લલિત છંદ.

કલમ બેન તું આવ હું કને,
સરસ સાહીમાં બોળુંછું તને;
પકડું પ્હેલી બે આંગળી મહિં,
ચપળ અંગુઠે ઝાલું તે લઈ.

* ક ઉપરથી "કલઈ" વગેરે સ્હેલા શબ્દો અને તેનો ઉપયોગ સમજાવવો. "કબર" ની આકૃતિ ફ્રૅબેલ બક્ષિસ (૪) નમુના (૩૪) મુજબ કરાવવી.

# કબૂતર.*

## ચોપાઇ.

ચતુર કબૂતર ચંચળ જાત,
ગરીબ ગુણનાં છે ભલિભાત;
ઠંડી હવા લહે દીન રાત,
સંપે વસે સદાયે સાથ.

* ફ્રૅબેલની બક્ષિસ (૭) નમુના (૨૩). બક્ષિસ (૮) નમુના (૩૦-૩૨) પ્રમાણે "કબૂતરખાનું" બનાવવું. "કબૂતરના ખડા વિષે" નું ગાયન. જુઓ "બાળગીત" પૃષ્ટ ૫.

પીઠ ઉપર પટ્ટા નવરંગ,
ચાલ લટકતી ચાલે સંગ;
આવ કબૂતર મારી પાસ,
દાણા હું ખવરાવું ખાસ.



## કરોળિયો.*

### ચોપાઇ.

ઉદ્યોગી પ્રાણી કહેવાય,
કરોળિયો તેમાં પંકાય;
જાળ ગુંથવામાં હુશિયાર,
તેપર કસરત કરે અપાર.
કારીગીરી તેની વખણાય,
વણવાનું ગુંથવાનું થાય;
ફરી ફરીને કરતો કામ,
થાકે પણ છોડે નહિ હામ.

* જાળી ગુંથવા માટે કેટલાંક બાળકોને એકઠાં કરવાં, અને દોરીઓ વડે ગાયન સાથે જાળી ગુંથાવવી—જુવો 'બાળગીત' પૃષ્ટ—(૧૨)



## ખ ખજુરી.* ख

### ભુજંગી છંદ.

ખુબીદાર કેવી ખજુરી જણાયે,
લીલાં પાન ચોમેર રૂડાં ફેલાયે;
શરીરે તું મોટી નકી પાન નાનાં,
રસીલાં ખજુરાં તું આપે મજાનાં.

* ખજુરાં, ખજુર, ખલેલાં અને ખારેકનો અંતર દેખાડવો—ખજુરી, તાડ અને નાળિયેરીનો ભેદ સમજાવવો.

## ગ ગજ.* ग

### ચોપાઇ.

રાત દિવસ ચોવીશ કલાક,
તેમજ ગજના ચોવીશ આંક;
એક આંક તે આંગળ જાણ,
બત્રીસ આંકે વાર વખાણ.
અઢાર આંકે હાથ ગણાય,
ભરવામાં ઉપયોગી થાય;
ટોપી ઝબલાં સૌ શીવાય,
ગજ કાતરથી દરજી રાય ?

* કાગળની પટ્ટીઓ કરીને તેમાં આંગળ, તસુ ઈંચના માપના કાપા પાડવા; ને ફુટ, ગજ તથા વારના ભરત પ્રમાણે આખી પટ્ટીઓ કરતાં શીખવવું. ગ ઉપરથી ગઢ, ગળણીનું જ્ઞાન આપવું, અને ફ્રૉબેલની બક્ષિસ ૩ નમુના (૨–૩) તથા બક્ષિસ (૮) ના નમુના (૩૦–૩૨) પ્રમાણે આકારો કરાવવા.

# ગધેડું.*

## ભૂજંગી છંદ.

ગધેડું કરે વૈતરૂં ભાર ખેંચી,
મજુરી કરે મૂઢ લોકો બળેથી;
ભણે તે ગણે લોકમાં માન પામે,
રહે ઠોઠ તે ઠોકરો ખાય ઠામે.

* ગધેડાં, ખચ્ચર અને ટટ્ટુની સંમિશ્ર ઉત્પતિ માટે હાલ પશ્ચિમ દેશના વૈદક શાસ્ત્રીઓએ જે નવી શોધ કરી છે; તે વિષે હકિકત સમજાવવી.

---

ઘ ઘ

# ઘર.*

## ચોપાઇ.

પંખી વનમાં બાંધે માળ,
તેમજ ઘર બાંધે છે બાળ;
અજવાળું આવે ઘર માંય,
ગોખ અટારી બારીમાંય.
સાફ પવન લેવાને માટ,
બાંધે ઘર ઉંચાં ભલિભાત;
વ્હાલું છે સૌને ઘરબાર,
હોય ભલે જો ગાઉ હજાર.

* ફ્રૈબેલની બક્ષિસ (૪) નમુના (૧૩-૧૪-૪૬) પ્રમાણે, તથા બક્ષિસ (૮) ના નમુના (૩૦-૩૨-૭૪-૧૦૪-૧૨૬) પ્રમાણે આકૃતિઓ કરાવવી. તે સાથે ચિત્ર પાડવાનું ચાલુ રખાવવું.

# ઘન.*

## ચોપાઈ.

સપાટ ને ઉંચો આકાર,
ચોરસ પણ ચોરસ નવધાર;
ચોરસને હોય ચાર જ કોર,
ઘનને બાર બરાબર તોલ.

* ઘન અને ચોરસનો અંતર સમજાવવો. ઘનના આકારો વિષે ફ્રૅબેલની ત્રીજી બક્ષિસનો ઉપયોગ કરવો. ઘન અને ચોરસનું માપ કરાવવું.

---

# ઘડિયાળ.*

## દોહરો.

ઘડિ-પળની ઘડિયાળ તું, વખત બતાવી હાલ;
ચાલ અવર ચોવિશ તું, નિયમ ધરી દઈ તાલ.
કંટાળે તું નવ કહિ, ફરતાં કરતાં કામ;
ઠોકર ખારો હરઘડી, કામ તજે ન તમામ.

* ફ્રૅબેલની બક્ષિસ (૭) નમુના (૩૨) પ્રમાણે આકૃતિ કરાવવી. ઘડિયાળને સંબોધીને કિન્ડરગાર્ટનની એક રમત રચાયલી છે. બાર બાળકનું ગોળ કુંડાળું કરવું. એકને વચ્ચે બેસાડવું, અને ગોળ ચક્કર પાડીને વચ્ચે મિનિટના કાપા પાડવા. કાંટા સારૂ નાની મોટી દોરી બાંધીને વચ્ચેના તથા કુંડાળાનાં એક એક બાળકને આપવી. ગાયન સાથે તે બાળકો કુંડાળું ફરતાં જાય, ને મિનિટ તથા કલાકની ગણતરી કરતાં જાય. એક આંટે એક જણ ઘંટી વડે કલાક સમજાવે. વધુ માટે જુવો—બાળગીત પૃષ્ટ (૮).

# ઘંટી.*

## ચોપાઈ.

પથ્થરની ઘંટી ઘરમાંય,
દાંત તણી ઘંટી મોંમાંય;
પથ્થર ઘંટી આપે લોટ,
દાંત ચલાવે તે પર ચોટ.
અનાજ આખું બળથી દળે,
બીજા કાજે ભૂખી મરે;
લ્હે તેવો તે આપે માલ,
શીખવાડે સાચો વહેવાર.

* ફ્રૅબેલની બક્ષિસ (૭) નમુના (૨૩) પ્રમાણે આકૃતિ કરાવવી. અને માટી વડે ઘંટી બનાવવી. ઘંટીનો ઉપયોગ, લોટની મીલ જોવાની તક મળે તો તે બતાવવી.



# ઘંટ.*

## ભૂજંગી છંદ.

થયો ઘંટ જો વર્ગમાં બેસવાનો,
બધાં જાય છે બાળકો દોડતાં તો;
ઉમંગી કદી વર્ગ વેળા ન ચૂકે,
ખરાં ટેક વાળાં મરે કેમ ભખે ?

* ફ્રૅબેલની બક્ષિસ (૪) નમુના (૬–૭) ની આકૃતિ કરાવવી– ઘંટનો ઉપયોગ અને સ્થળ તથા નિયમ આદિ બાબતો બાળકોના લક્ષપર લાવવી.

# ચ ચરખો.* च

## ચરણાકુળ છંદ.†

ચરખો જે જે ચીજો પીલે,
કચરો તો જુદો કાઢી લ્હે;
ચોકખી ચીજો આપે માપે,
ખોટું કાઢી સાચું થાપે!

* ફ્રૅબેલની બક્ષિસ (૮) નમુના (૩૦–૩૨) પ્રમાણે આંકૃતિ કરાવવી. વળી જયાં કપાસના ચરખા હોય, અથવા જીનીંગ ફેક્ટરી હોય ત્યાં બાળકોને લઇ જવાં, અને 'મીલ' દેખાડવાની જે દેશમાં સગવડ હોય તો ત્યાં પણ લઇ જઇને તેને સર્વ નજરે બતાવવું. વધુ માટે જુવો 'બાળ ગીત" પૃષ્ટ—(૧૧).

"**ચરખો**" બતાવીને તેનું બળ જોવા માટે બાળકો એ સળીઓનો "ક્રુસ" જેવો આકાર કરે છે, ને તેને નદીનાં વ્હેતાં પાણીમાં રાખે છે, એટલે જળના જોરે તે હાલે છે; તેવી જાતનાં યંત્રો બનાવીને હાલ આપણી મોટી નદીઓમાં મુકયાં છે તે વડે તેલની મીલો ચાલે છે. ઇત્યાદિ.

---

## ચકલી.*

### ચોપાઇ.

ચકલી ચંચળ ચતુરસુજાણ,
દે રમવા ચકલાં ગુણવાન;
રમે રમાડે તું ઝટ જેમ,
ખવરાવે પિવરાવે તેમ.

* ચકલીના માળા તથા બચ્ચાંની માવજત સંબંધી જ્ઞાન આપવું.

રમાડીશું તેને અમ સઉ,
ખવરાવીશું કણુ લઈ બહુ;
સાંજે દઈશું તુજને તેહ,
વ્હાલાં તારાં બાળક જેહ.

---

છ     છત્રી.*     છ

દોહરો.

છત્રીનો આ છાંયડો, ટાળે તાપ તમામ;
વળી વધુ વરસાદમાં, કરતી મોટાં કામ.
હુન્નર સૌના હાથમાં, હોંસે રાખી હેત;
બનાવશે બાળક બધાં, બનશે મોટા શેઠ.

* ફ્રૉબેલની બક્ષિસ (૮) નમુના (૩૧) ની આકૃતિ કરાવવી અને કાગળને વાળીને તેમાં સળીઓ લગાડીને બાળકો કને નાની છત્રીના નમુના કરાવવા.

જ  ज

## જમરૂખ.*

### ઉપજાતિ.

ઝુલે જુઓ આ જમરૂખ ઝાડે,
લીલું અને કાચું જણાય ભારે;
પીળું થશે તો બસ પાકશે એ,
વળી કસુંબી રંગ લાગશે તે.

* શાળાના અથવા ગામના બાગમાં જયાં જમરૂખડીનું ઝાડ હોય ત્યાં બાળકોને આ સંબંધી જ્ઞાન આપવામાં આવે, તો ફાયદા કારક થઇ પડે; બાગના પદાર્થો તો બનતાં સુધી બાળકોના નિકટ વ્યવહારમાં આવવા જોઇએ, કારણકે ફુલ, ફળ, પાન, ઝાડો ને વનસ્પતિ આદિ શાળાના બાગમાં બાળકોએ જાતેજ તે ઉછેરવાની અથવા દેખરેખ રાખવાની અગત્ય છે. કિન્ડરગાર્ટનનો એ એક નિયમ છે !

---

ઝ  झ

## ઝરો.*

### ચોપાઇ.

ખળ ખળ વ્હેતો હસતો જાય,
શીતળ જળનો ધોધ જણાય;
ડુંગરમાંથી ઝર ઝર ઝરે,
નદી સરોવરમાં જળ ભરે.

* જે ગામની નજીક ડુંગરો હોય ને ત્યાં ઝરા હોય તો ત્યાં, અથવા છાછરા વાવ-કૂવામાં ઝરણો ઝરતાં હોય ત્યાં બાળકોને લઇ જઇને તે દેખાડવાં, ને તેનાં કારણ સહિત જ્ઞાન આપવું.

જન પંખી સૌ તરસે ઠરે,
ઠંડક આપી ગરમી હરે;
એ પાણીમાં ન્હાઇએ અમે,
સાફ રહેવા અમને ગમે.

## ઝભલું.*

### ચોપાઇ.

ઝભલું શીવે નાની બ્હેન,
રંગીન કપડું લાવી એન;
માપ લઇને કાપે એમ,
સરખું બેસે દિલમાં તેમ.

* કાગળવડે ઝભલાંનો નમુનો કરાવવો.

ઠ ટ

## ટટ્ટુ.*

### ચોપાઈ.

ઘોડાનો તું ન્હાનો ભાઈ,
ખચ્ચર સાથે નહિ સગાઇ;
બાળકને ટટ્ટુ પર પ્રીત,
ચડતાં તે પર ચોટે ચિત્ત.

* ટટ્ટુની ઉત્પતિ. ઘોડાઓની સાથે મુકાબલો. આ જાનવરોના અંગ ભાગનું છુટક શિક્ષણ અને તેનું બળ તથા ઉપયોગ સમજાવવો.

બેસે હોંશે બાળ તમામ,
કસરત કરવા આવે કામ;
ખવરાવે અંતે ખોરાક,
રમતાં ભમતાં લાગે ન થાક.

---

## ઠ ઠળિયો.* ઠ

### દોહરો.

બોર ખજુરાં આમલી, ઠળિયાનાં સૌ ઝાડ;
બીજ વિના એકે નહિ, તરૂવરોમાં તાડ.
બાળ બને માબાપ ને બને બાળ માબાપ;
બીજ તણી એ રીત છે, જેમ મૂખ પર ખાપ?

* જુદી જુદી જાતના જે જે પદાર્થોમાં ઠળિયા હોય છે, તેના કેટલાક નમુના શાળાના પ્રદર્શનમાં રાખીને પ્રસંગોપાત બાળકોને બતાવવા ને તે સંબંધી તેની પુનઃ ઉત્પત્તિ તથા ઉપયોગ સમજાવવો.

---

## ડ ડબ્બો.* ડ

### દોહરો.

ડબ્બો કર કાગળ તણો, મૂક પવનની માંય;
જઇ ઉડે આકાશમાં, પાંખ વગર પરખાય.
બહાદૂર નર અક્કલ વડે, ચડે ગગન મોઝાર;
હિમ્મતથી તે ઉતરે, સહીસલામત પાર.

* કાગળનું 'બલુન' બનાવવું, ને બાળકો કને તેનો પ્રયોગ કરાવવો. એ એક ડબ્બાના આકાર જેવું કરવું, ને તેમાં પવન કેવી રીતે ભરાય છે, તથા શી રીતે ઉડે છે, અને ઉડનાર શી રીતે પાછા સહીસલામત ઉતરે છે વગેરેનું સ્હેલું ને સાદું જ્ઞાન આપવું.

## ઢ ઢબુ. ઢ

**ચોપાઇ.**

એ પૈસાનો ઢબ્બુ જાણ,
તેની તો છ પૈ પરમાણ;
એના પર રાજાની છાપ,
તોલા સરખું તેનું માપ.

---

**ણ** આ અક્ષર પદાર્થના નામની શરૂમાં આવતો નથી! **ણ**

---

## ત તળાવ.* ત

**દોધક છંદ.**

નિર્મળ પાણી જણાય તળાવે,
સુંદર પંખી પીવા જળ આવે;
ઝાડ ઘટા ઘટદાર છવાયે,
શીતળ વાયુ ધીમે ધીમે વાયે.

* ફ્રૂબેલની ત્રીજી બક્ષિસમાં બતાવેલા આઠ ઘન વડે તળાવની આકૃતિ કરાવવી અને શાળાના બાગમાં બાળકોની કને નાનું સરખું તળાવ બંધાવવું; જો સગવડ હોય તો તેની આજુબાજુ ઝાડો, દેવલ ને ધર્મશાળા સરખા આકારો બંધાવવા, અને પોતાનાં ગામ કે તાલુકામાં અથવા ઇતિહાસમાં આવેલાં પ્રાચીન તળાવો સંબંધી જ્ઞાન આપવું. જેમકે સધરા જયસિંહે બંધાવેલું સહસ્ત્ર-લિંગ તલાવ અને તેનું વર્ણન, ઇત્યાદિ.

# થ થડ.* થ

### ચોપાઇ.

જે ઝાડોનું થડ મજબૂત,
તેનાં મૂળ ઉંડાં જ અચૂક;
લાગે જો તેને તોફાન,
પડે સડે કે મરે ન જાણ.

* ફ્રૅબેલની બક્ષિસ (૩) નમુના (૨-૩) પ્રમાણે થડની આકૃતિ કરાવવી. મોટાં ઝાડોનાં થડ દેખાડવાં, તેના કદના પ્રમાણમાં મૂળનો જમીનમાં પ્રવેશ અને તેની સ્થિતિ વિષે જ્ઞાન આપવું. શરીરનો બાંધો, ઇમારતનો પાયો, ભણુતરની રૂઢી અને પ્રત્યક્ષ પદાર્થ શિક્ષણ-જ્ઞાનની મજબૂતી સાથે મૂળનો મૂકાબલો કરવો.

# દ દડો.* દ

### ચોપાઈ.

દડો રમે છે મારી સાથ,
હસે કૂદે છે બન્ને હાથ;
લોલક પેઠે ફરતો જાય,
કરવત પેઠે આડો ધાય.

* ફ્રૅબેલની પ્હેલી બક્ષિસ માંહે દર્શાવેલી દડાની રમત તથા રંગ અને આકૃતિ વગેરેનું શિક્ષણ આપવું. તે સાથે ગાયન અને કસરતનો ઉપયોગ કરવો. જુવો બાળ ગીત પૃષ્ટ ૪. તથા બાળ ખેલ પૃષ્ટ ૧૬.

પવન મહિં હાલે જેમ ડાળ,
ડુંગર પર ચાલે જેમ બાળ;
દરિઆ પર પંખી ઉડી જાય,
ઝાડીમાં ઘોડો અથડાય.



## દ રિ ઓ. *

### ચોપાઇ.

દરિઆનાં જળ મોજે ચડે,
પથ્થરની પણ રેતી કરે;
કચરો કોડી કાઢે બહાર,
ભરતી વેળા વારંવાર.

* દરિઆની વસ્તુઓ, કોડી, છીપ, મોતી, પ્રાણીઓ અને તેની ગતિ વિષે સમજાવવું. નદી, વર્ષાદ, સૂર્ય-ચંદ્ર અને તેની પર ચાલનારાં વ્હાણ કે આગબોટની સ્થિતિ તથા ગતિ સંબંધી જ્ઞાન આપવું. પાણીમાં લાકડું તથા લોખંડના પદાર્થો કેવા ને કેટલા પ્રમાણમાં તરે છે, તેનો પ્રયોગ કરી દેખાડવો; અને ખારાં પાણીને મીઠું જળ બનાવવાની પ્રક્રિયા કરી બતાવવી.

# ધ ધમણ.* ધ

## ભૂજંગી છંદ.

ભરી રાખતી પેટમાં વાયુ ભારે,
ફુંકે ફુફવાટો કરીને તું જ્યારે;
ઉઠે આગ રીસે ભરાઇ તું સામે,
ધીમી તું પડે તો લડાઇ ન જામે.†

* જો કોઇ રીસે ભરાય, અને સામેનો માણુસ ઠંડો પડી જાય, તો પછી લડાઇ ટંટો શેનો થાય ? ઇત્યાદિ.

† દરેક એવી વસ્તુઓમાં પવનનું ભરાવું, તેનું ઉપસવું અને તેમાંથી હવા નીકળીને ફરીને હવાનું દાખલ થવું, વગેરે બાબતો પ્રયોગથી સમજાવવી.



# ધજા.*

## દોહરો.

ધજા પતાકા વાવટા, શોભે છે નવ રંગ;
દેવળ કાં દરબાર ગઢ, કાં લશ્કરની સંગ !

* ફ્રૅબેલની બક્ષિશ (૮) નમુના (૩૦–૩૨) માહેની આકૃતિ કરાવવી. બ્રિટીશ સલતનતમાં જુદી જુદી જાતના રંગીન ધજાવાવટાઓ વપરાય છે, તેના નકશાઓ પરથી બાળકને જ્ઞાન આપવું. "British flag" નામની વાવટા સાથની કસરતનો ઉપયોગ કરવો. જુવો બાળ–કસરત પૃષ્ટ ૧૫.

# ધનુષ્ય.*

### ચોપાઇ.

ધનુષ્ય જો કેવું દેખાય?
અરધું જાણે ગોળ જણાય;
બહુ રંગે રંગેલું છેક,
ભાત ભાતના રંગો પેખ.
રાતો પીળો લીલો સાથ,
વાદળીઆનો ભેગો ભાગ;
કમાન જાણે ચંદર બીજ,
કુદરતની એ નાજુક ચીજ.

* રંગીન કપડાં વડે બાળકો (Scarf Drill) કરે છે, તેમાં આ આકૃતિ તથા રંગ દેખાડવામાં આવે છે. જે રૂતુમાં ધનુષ્યનો દેખાવ આકાશમાં દેખાવા લાગે તે વેળા બાળકોને તે વિષે સમજાવવું. તેની ઉત્પતિનું કારણ ને પૃથ્વી, આકાશ તથા રૂતુ સાથે સંબંધ વિષે સમજાવવું. જુવો બાળ જ્ઞાન પૃષ્ટ ૯.

ન

# નળ.*

ન

### ચોપાઇ.

નળની જો'ની લાંબી ડોક,
ચાહે તેને સઘળા લોક;
પેટ ભરીને પાણી પાય,
નદી સરોવરથી શોભાય.

* પાણીનું ઉંચે નીચે ચડવાનું-પડવાનું કારણ સમજાવવું, પાણીના નળ અને ગટરના નળનો મુકાબલો કરાવવો. ફ્રૅબેલની બીજી બક્ષિસ માંહેના નળાકાર વિષે જ્ઞાન આપવું.

# નસકોરાં.*

### ચરણાકુળ.

નાક એક ને બે નસકોરાં,
અંદર નાનાં ઉપર પ્હોળાં;
ઉંચે નીચે દમ લેવાય,
જન જીવ જંતુથી જીવાય.

* દમ લ્હેવા માટે શરીરનો કયો ભાગ ઉપયોગી છે; તથા નસકોરાંનોજ શ્વાસ લ્હેવાથી જે રક્ષણ થાય છે; અને દમની કેવી ગતિ છે તે સમજાવવું. તે સાથે ધમણ વગેરેનો દાખલો આપવો. ઇત્યાદિ.



# નગારૂં.*

### ચોપાઇ.

વાગે ડમ ડમ રોજ નગારૂં,
બાળકને બહુ લાગે વ્હાલું;
અવાજ તો ડમકાથી થાય,
તરત કાનમાં તે સંભળાય.

* અવાજ સંબંધી વિસ્તારથી સમજાવવું. કઇ કઇ વસ્તુ એકત્ર થવાથી કેવી રીતે અવાજ થાય, એ પ્રત્યક્ષ પ્રયોગ કરી દેખાડીને બતાવવું.

# નદી.*

## દોહરો.

ડુંગરની હું દીકરી, મે'ની છું હું બ્હેન,
દરિયો મારૂં સાસરૂં, સગપણ સાચું એન.
નગર ઘાટ વગડા વિષે, રમતી વ્હેતી રોજ;
પાણી પાતી પ્રેમથી, જન પ્રાણી દરરોજ.

* નદીનું મૂળસ્થાન, તેનો સંગમ, અને દરિયાની જોડેના સંગમ સંબંધી પ્રત્યક્ષ નમુનાથી જ્ઞાન આપવું. ડુંગરો, ગામની નજદીક હોય અને ત્યાં નદીનું મુખ હોય તો જરૂર ત્યાં બાળકોને જોવા માટે લઇ જવાં—નદીનો વળાંકાદાર દેખાવ તે પરનાં ગામ તથા શેહેરોનું, ઝાડો તથા નદીનાં જળચરોનું ચિત્ર આલેખાવવું.

---

# પ પતંગ.* પ

## પ્રમાણિકા છંદ.

પતંગ રંગ પેખીએ, પતંગિયું જો દેખીએ;
પતંગ આ પવનમાં, ઉડે કૂદે ગગનમાં.

* ફ્રૅબેલની બાક્ષસ (૮) નમુના (૩૦-૩૨) માંહેની આકૃતિ કરાવવી. બાળકોને ઉડાવવાનો પતંગ, પતંગ રંગ તથા પતંગિયાંનો ભેદ સમજાવવો. પતંગિયાં વિષેની વધુ હકિકતની જરૂર જણાય તો તેનું જ્ઞાન આપવું.

પ ઉપરથી પરનાળ, પલંગ, પડઘમ, પવન ચક્રી, વગેરેના ફ્રૅબેલના આકારો રચાવવા અને આલેખાવવા.

ફ ફ

# ફકીર.*

### ચોપાઇ.

જુઓ અપંગ જણાય ફકીર,
કપડાં વણુ કંગાળ શરીર;
મુખે નામ જપતો કિરતાર,
ભીખ માગતો ઘર ઘરબાર.
ગરીબ લેખી આપે અન્ન,
દયા લાવીને મનમાં જન્ન;
જેનું દીલ દયાળુ હોય,
મીઠી નજરે સૌને જોય.

---

બ ब

# બકરી.*

### ચોપાઇ.

ગરીબ બિચારી બકરી બાઇ,
ભોળી બોલી મૂખ સમાઇ;
ગેલ કરે બાળકને ગમે,
સઘળાં સાથે હોંશે રમે.

* બકરાંનો ભાજી પાલાનો ખોરાક, ને તેનાં દુધનો ગુણ સમજાવવો. બકરાં તથા મેંઢાંનો મૂકાબલો કરવો. તેનાં ચિત્રો સાથે જે દેશમાં તેની ઉત્પતિ હોય છે, તે વિષેનું વર્ણન વંચાવવું.

સરકારી કેળવણી ખાતાં તરફથી પ્રગટ કરવામાં આવેલા જાનવરોના રંગીન નકશાઓ, તેનાં વર્ણન સહિત, આ પાઠોમાં બહુ ઉપયોગી થઇ પડે છે.

બકરી છે કેવી નાદાન,
ઠગે ઠગારો પણ નહિ ભાન;
અક્કલ જે બાળકને હોય,
ફસે નહિ ફંદીથી કોય.



## બળદ.*

### દોહરો.

બળદ બિચારો બળ ધરી, ખેડે ધરતી ખંત;
ભાર ગાડીઓ ખેંચીને, સારે કામ અનંત.
જેનાથી આ જગતમાં, જીવ જંતુ સુખિ થાય,
છાણ ચામ સૌ આપીને, પ્રીતેથી પૂજાય.

* બળદના મળનાં ખાતરથી અને એ જાનવરોથી દેશની કેવી ખીલવણી થાય છે, તથા તેનો જાતી ઉપયોગ અને શિંગડાં, ચામડાં આદિ તેને લગતું. દરેક ઉપયોગી શિક્ષણ આપવું. ગાય, વાછરડી, વાછરડા અને ગોધા વગેરેની હકિકત કહેવી.



# બતક.*

## દોહરો.

ચોકખાં જળમાં ન્હાઇને, સાફ રહે જ સદાય;
બતક સુઘડ કેવાં દિસે, બગલાં સમ દેખાય.
હળી મળી હેતે રહે, સંપે વસે સદાય;
ચંચળ બતક રમે ભમે, હંસ સમાં સુખદાય.

* બતક, હંસ, બગલાં, કૂકડાં વગેરેનો મૂકાબલો કરાવવો. કિન્ડર ગાર્ટનની રમતમાં બતકો (બાળકો) ગોળ કુંડાળામાં ફરે છે, રમે છે, ગાય છે ને તાલ લેતાં જાય છે. જુવો બાળ બાગ-ભાગ ૧ પૃષ્ટ ૧૩.

# ભ ભરવાડ.* મ

## દોહરો.

જુઓ જાય ભરવાડ આ ડાંગ ધરી કરમાંય;
ખાંધે નાખી ધાબળી, ઘેટાંને લઇ જાય.
એક એક પીઠે પળે, રમતાં ભમતાં સંગ;
ધોળાં કાળાં કાબરાં, ઉન લપેટી અંગ.
થાકે કે માંદું પડે, કરે જતન ભરવાડ;
સંપે રહેતાં સાથ સૌ, સઘળાં વાડી વાડ.
પશુ ચહે ગોવાળને, બાળ ચહે માબાપ;
રૈયત રાજાને ચહે, બુલબુલ જેમ ગુલાબ.

* ભરવાડોનો નિવાસ, સ્થિતી, ખોરાક ને તંદુરસ્તી સંબંધી સરળ જ્ઞાન આપવું. જાનવરોની માવજત કરવાની તેની રૂઢી, અને તેનું લાલન પાલન કરી હેત દેખાડવાની રીતનો એવો ચિતાર આપી શકાય કે જાનવરો પર સદા પ્રીત રાખવાને બાળકનું દીલ લલચાય.

# ભમરો.*

### ચોપાઇ.

ભમરા તારો કાળો રંગ,
છ પગને મોટું છે અંગ;
લાકડું તારો છે ખોરાક,
ગણગણતાં નહિ લાગે થાક.

* ભમર અને કમળનો સંબંધ–પ્રેમાંધ પ્રમાણીઓની લાલચનું વર્ણન. આંખની ભમર અને ભમરાનો મૂકાબલો કરવો. ભમરાનો ગુણ, અને તેના શરીરની બાહ્ય રચના સંબંધી જ્ઞાન આપવું.

---

મ          **મગર.***          મ

### ચોપાઇ.

પાણીમાં છે તારો વાસ,
કોઈ વખત કર બ્હાર નિવાસ;
જળ પીનારાં જીવને ખાસ,
તારો છે બહુ મોટો ત્રાસ.
પીઠ કઠણ પથ્થર સમ જાણ,
કરવત સમ પૂછડી પરમાણ;
લાંબુ મોં ઘો જેવી જાત,
હિસે નોળિઆં સરખી ભાત.

* જૂદાં જૂદાં જળચરો સંબંધી કેટલુંક વર્ણન, તથા મગર અને તેને મળતાં પ્રાણીઓ સંબંધી વિશેષ જ્ઞાન આપવું.

# મધમાખી.*

### ચોપાઇ.

મધમાખી તું ડ્હાપણદાર,
ઉદ્યોગી છે અપરંપાર;
મધપૂડો રૂડો રચનાર,
ખંતે કામ કરે તૈયાર,
માપ ચુકે ના તું તલ ભાર,
મ્હેનતનો મેળવતી માલ;
ચોકખાઇ દેખાય અપાર,
કઠણ કામ પણ પાર ઉતાર.

* મધમાખીની મધ બનાવવાની જુક્તિ. મધ અને મીણની બનાવટ તથા ઉપયોગ, અને મધપૂડાના રચના વિષે જ્ઞાન આપવું. મધપૂડાનું ચિત્ર આલેખાવવું.



# મણકા.*

### ચોપાઇ.

રંગીન મણકા લે તું હાથ,
કર ગણતી આકારજ સાથ;
બહુ રંગે રંગેલી ભાત,
કાચ તણી સુંદર છે જાત.

* મણકાનો રંગ, આકાર, તથા ઉપયોગ માટે જુવો બાળ ખેલ પૃષ્ઠ ૯--૧૭.

# ય યતિ. ય

## ચોપાઇ.

શ્રાવકનો સાધુ કહેવાય,
યતિ નામથી તે પંકાય;
સફેદ કપડાં પ્હેરે અંગ,
મોઢે પટ્ટો રાખે સંગ.

# ર રથ.* ર

## ચોપાઇ.

ઘોડાનો પણ રથ કહેવાય,
બળદો જોડે તો જોડાય;
રથ ચાલે રાજા દરબાર,
બેસે મોટા પૈસાદાર.

* રથ અને સાધારણ ગાડાં-ગાડીઓનો મૂકાબલો કરાવવો. રથનું ચિત્ર આલેખાવવું.

# રસ.*

## ચોપાઇ.

કેરીનો રસ મીઠો જાણ,
લીંબુનો રસ ખાટો માન;
કાકચનો રસ કડવો પેખ,
બાવળનો રસ તૂરો લેખ.

* જૂદા જૂદા પદાર્થોના રસ અને ગુણનો ઉપયોગ સમજાવવો.

ખારાનો રસ ખારો કે'ય,
મરચાં તો રસ તીખો હોય;
રસ આમ જગમાંય જણાય,
જેને ભાવે તે જન ખાય.

---

# લ  લખોટો.*  લ

## ચોપાઇ.

ગોળાકાર અને નવરંગ,
રમે લખોટે બાળક સંગ;
ગણાય છે સંખ્યા ને આંક;
ગમ્મત સાથે જ્ઞાન અથાગ.

* શાળામાં વપરાતા લખોટા અને રમવાના લખોટાનો મૂકાબલો કરાવવો, ને તે વડે રંગ, આકાર, આંક તેમજ હિસાબ શીખવવા.

---

# વ  વહાણ.*  વ

## ચોપાઇ.

દરિઆ પર દીઠું મેં વહાણ,
તેને સઢ ને છે સોખાણ;
પવન તણું લાગે તોફાન,
બચાવશે ટંડેલ સુજાણ.

* ફ્રૅબેલની બક્ષિસ (૧૮) મી માંહેનો નમુનો કરાવવો. વળી કાગળનાં વહાણ બનાવરાવવાં. વહાણ અને તેના વિભાગોનું અને તો પ્રત્યક્ષ જ્ઞાન આપવું—વહાણ ચલાવવાની રીત, હોકા યંત્ર, સઢ વગેરે પ્રત્યક્ષ રીતે પાણીમાં તરાવી દેખાડવું.

## વ ટા ણા. *

### ચોપાઇ.

ગોળ સુવાળી સુંદર જાત,
કઠોળમાં ભારી ભલિ ભાત;
પલાળીને કર જો આકાર,
ઘાટ થશે તો અપરંપાર.

* ફ્રૅબેલની (૧૯) બક્ષિસમાં બતાવેલા વટાણાના નમુના કરાવવા.



## વ ડ. *

### ચોપાઇ.

ઝાડોમાં છે મોટું ઝાડ,
ઉંચું ને ઘટતું ઘટદાર.
વડવાઇ લાંબી લટકાય,
બકરાની દાઢી દેખાય !
વડ તેવા ટેટા કહેવાય,
બાપ સમા બેટા બોલાય;
કહેવતમાં તો એવું કે'ય;
સમજુ તો સંભાળી લ્હેય.

* વડનાં ઘટાદાર ઝાડ, તથા ટેટા ને તેની વડવાઇ વગેરેનો ઉપયોગ સમજાવવો.

# શણ. *

## ચોપાઈ.

શણને ગુંથી કરે ગુણપાટ,
ભીંડીના રેસાની જાત;
શણનાં કપડાં સુંદર થાય,
જો હુન્નરથી સાફ વણાય.

* શણ અને ભીંડીના સંબંધ વિષે સમજાવવું. શણનો ઉપયોગ સમજાવવો.



# શરીર. *

## વસંતતિલકા છંદ.

કેવું રૂડું શરીર આ રળિયામણું છે,
જૂદા જૂદા અધિક ભાગ થકી બન્યું તે;
માથું અને મગજ વાળ કપાટ દિસે,
નીચે ભવાં નજીક પાંપણ આંખ વિષે.
નસ્કોરીઆં સહિત નાક રૂપાળું લાગે,
ગાલો કને મધુર હોઠ, મુછો બિરાજે;
છે દાંત જીભ વળી દાઢજ તાળવું તો,
દાઢી ગળું ગરદને, પીઠમાં જવું જો.

* આ કવિતા બાળકો ગાતાં જાય અને પોતાના શરીરના ભાગોનું વર્ણન કરતાં જાય, એ નિયમ લક્ષમાં રાખવો.

છાતી ખભા નજીક પાંસળી બાર બારે,
ને ફેફસું ગરમ હોજરી ડૂંટી ભારે;
પાસે કલેજું વળી પેટ કટી કરો એ,
કોણી અને નજીક કાંડુ જણાય જો તે.
છે પાંચ પાંચ વળી આંગળ અંગુઠો એ,
ખરડો વળિ ગુંઠણ જાંગ નળી ગણો તે;
એડી અને પગની પાટલી પૂરી પેખ,
ત્યારે નકી શરીર સુંદર આખું લેખ.



ષ ## ષટ્કોણ.* ષ

### ચોપાઈ.

છ કોરોને કહે ષટ્કોણ,
ચોખંડુ પણ છેક ત્રિકોણ;
સળીઓ છ ખૂણ વાંકી રાખ,
તેને તો ષટ્કોણ જ ભાખ.

* રંગાકારની પેટી માંહે જૂદી જૂદી જાતના આકારોનું દર્શન કરાવવામાં આવ્યું છે, તેનો ઉપયોગ કરવો—અને કાગળ માટી તથા સળીઓ વડે આ અને બીજા આકારો બનાવવા.

## સ સળી.* स

### ચોપાઇ.

સુંદર સળીઓ લઇને હાથ;
કરીએ આકારો ભલિ ભાત;
ગણીએ આંક હિસાબ તમામ,
ગુથણનું પણ થાયે કામ.

* ફ્રૂબેલની આઠમી બક્ષિસ માંહેના આકારો કરાવવા. જુવો બાળ ખેલ પૃષ્ટ ૧.

## હ હળ.* ह

### દોહરો.

હળને જોડી બળદ બે, કણબી ખેતર જાય;
ચોમાસે જો વાય તો, શિંયાળે અન્ન ખાય.
ધિરજ ને ખંતે કહી, કરે જનો ઉદ્યોગ;
મ્હેનતનું ફળ મેળવે, જેવો જેનો જોગ.

* હળના જૂદા જૂદા ભાગો છૂટા કરી દેખાડવા, અને જયાં કણબીની વસ્તી વધારે હોય, ત્યાં ખેતીવાડીનાં ઓજારો તથા તેનો ઉપયોગ વિશેષ પ્રમાણમાં સમજાવવો.

## ળ ક્ષ જ્ઞ ळ क्ष ज्ञ

આ અક્ષરો, પદાર્થોના વ્યવહારિક નામની શરૂમાં આવી શકતા ન હોવાથી તેનો ઉપયોગ કરવામાં આવ્યો નથી.

# કિન્ડરગાર્ટન ગ્રંથમાળાની સરકારી તપાસ.

---

સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં કિન્ડરગાર્ટન કેળવણીનું શિક્ષણ આપવા માટે, મે. ડિરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશન સાહેબે, આ પુસ્તકો 'ટેક્સ્ટ-બૂક' તેમજ 'ઇનામ-લાઇબ્રેરી' માટે ખાસ મંજુર કર્યાં છે.

૧—**કિન્ડરગાર્ટન અથવા બાળ શિક્ષણ**—ભાગ—૧—૨—૩. **(પદાર્થ પાઠ સંબંધી)** મે. ડિરેકટર ઑફ પબ્લી-ઇન્સ્ટ્ર—ઑફીસ નંબર ૫૭૧૬ તા૦ ૧૦ મી જાન્યુઆરી ૧૯૦૨ ના હુકમથી મંજુર થયા છે.

૨—**કિન્ડરગાર્ટન અથવા બાળ ખેલ,** (કિન્ડરગાર્ટન શિક્ષણ સંબંધી) મે. ડિરેકટર ઑફ પબ્લી-ઇન્સ્ટ્ર—ઑફીસ નંબર ૭૯૯૮ તા૦ ૨૩ મી જાન્યુઆરી ૧૯૦૨ ના હુકમથી મંજુર થયું છે.

અને એ પુસ્તકો સંબંધી, મે. ઉત્તર ભાગના એજ્યુ—ઇન્સ્પેક્—સાહેબે, ચાલુ **એપ્રિલ** માસના '**ગુજરાત-શાળા**' પત્રમાં, ઇ. નં. ૧૭૧૦ તા૦ ૧૦—૨—૧૯૦૨ તથા ઈ. ન. ૭૨૫૮ તા. ૨૦—૨—૧૯૦૨ નો ખાસ હુકમ પ્રકટ કર્યો છે.

એ ઉપરાંત બાળ—કસરત, બાળકહાણીયો, બાળબાગ ભાગ ૧—૨ વગેરે શાળા—શિક્ષકો માટે મંજુર કર્યા છે, અને બાળ શિક્ષણ ગરબાવળી વગેરે 'ઇનામ—લાઇબ્રેરી' માટે મંજુર કર્યું છે.

---

# દેલવાડાકર સિરીઝ.

## કિન્ડર ગાર્ટન ગ્રંથમાળાની સરકારી તપાસ.

(બાળ-ગ્રંથાવળી-નં. ૧ થી ૧૭.)

---

### નં. ૧. કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધત્તિ.

કિન્ડરગાર્ટન કેળવણીના કર્ત્તા પેસ્ટૉલૉઝી અને ફ્રૉબલના આ રૂઢી સંબંધી હેતુઓ; હરબાર્ટીયન રૂઢીની નવીન શિક્ષણ પદ્ધતિ, શિક્ષક અને બાળકો વચ્ચેનો શિક્ષણીય સંબંધ; કિન્ડરગાર્ટનનું શિક્ષણ આપવા સંબંધી શિક્ષકને સૂચના; બાળજીવનનો ભેદ; પ્રથમ જાણીતી ને પછી અજાણી, પ્રથમ સ્હેલી ને પછી કઠણ બાબતો શીખવવાનો નિયમ; તથા પ્રત્યક્ષ પદાર્થો વડે શિક્ષણ આપવા સંબંધી હકિકત વગેરે નિબંધરૂપે આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે. કિન્ડરગાર્ટન કેળવણીના પ્રસિદ્ધ પિતા, ખા. બા. દારાશાહ રતનજી ચીજગરે જ્ઞાનપ્રસારક મંડળી તરફથી સદરહુ શિક્ષણ સંબંધી કરેલું ભાષણ પણ આ ગ્રંથમાં સમાવેલું છે. કિં. ચાર આના છે.

### નં. ૨. કિન્ડરગાર્ટન અથવા બાળશિક્ષણ મૂળ—ભાગ—સચિત્ર.

નાનાં બાળકોને રમતગમત વડે શીખવવા સારૂ ચિત્ર અને પદાર્થો ઉપયોગી થઇ પડે છે. આ પુસ્તક સચિત્ર છે, બાળકોને, સ્વર તથા વ્યંજન શીખવવાને સ્હેલું થઇ પડે, એ

માટે મૂળાક્ષરોના પ્રથમાક્ષરનાં ચિત્રો આપેલાં છે, અને અક્ષર ઓળખવા માટે તથા તેના શબ્દ રચવા માટે લાકડાના કકડાઓનાં ચોકઠાંઓ ગોઠવવાનો નમુનો દેખાડ્યો છે. એ ઉપરાંત બાળકોના વ્યવહારમાં આવે તેવા શબ્દો અને વાકયો પણ આપ્યાં છે. એકંદર રીતે આ પુસ્તકથી નાનાં બાળકોને સ્હેલુંને સંગીન વાંચન જ્ઞાન થાય છે. (જેમકે કલમ, કરવત, કબૂતર, ખજુરી, ખલ, ખસખસ, ગજ, ઘર, ચકમક, ચકલી, ઇત્યાદિ). કિમ્મત માત્ર **બે આના** રાખી છે.

## નં. ૩. કિન્ડરગાર્ટન અથવા બાળશિક્ષણ ભાગ પ્હેલો.

સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણોમાં દાખલ કરેલા વિવિધ પદાર્થ પાઠોનો કેટલોક સંગ્રહ આ પુસ્તકની નવી આવૃતિમાં દાખલ કર્યો છે. નાનાં બાળકોને પ્રત્યક્ષ પદાર્થ નજરે બતાવીને અને શિક્ષકે માત્ર ભોમિઆ તરીકે રહીને આ પાઠો આપવામાં આવે તો ગોખણનો બોજો ન પડતાં બાળકોની અવલોકન શક્તિ, અનુકરણ શક્તિ, અને સ્મરણ શક્તિ ખીલે છે. આ પુસ્તકમાં મૂળ ભાગનાં ચિત્રોનાજ પદાર્થ પાઠો આપ્યા છે. અને એ પાઠો સ્હેલી ને સરળ કવિતામાં રચેલા છે. દરેક પાઠોની નીચે તેનાં શિક્ષણસંબંધી સૂચના કરી છે, એટલુંજ નહિ પણ ફ્રૂબલની બક્ષિસો માંહેના આકારો બનાવવાની રીત પણ દેખાડી છે. પદાર્થ પાઠોમાં, અગરિયો આગગાડી, આંબો, ઈંટ, ઉન, ઉંદર, અંગુઠો, આંગળાં, કબૂતર, કરોળિઓ, ગજ, ઘર, ઘડિઆળ, ચરખો, જમરૂખ, તળાવ, દડો, દરિઓ, નદી, પતંગ, બકરી, મધમાખી, લખોટાં, વહાણ, હળ, ઈત્યાદિ જાણીતી બાબતોના પાઠો છે. કિમ્મત **ચાર આના** છે. આ પુસ્તક

બાળવર્ગ, પ્હેલા ને બીજા ધોરણનાં બાળકોને વધારે ઉપયોગી થઇ પડે છે. અને મે. ડિરેકટર આફ પબ્લીક ઇન્સ્ટ્રકશન સાહેબે પ્રાથમિક શાળાઓમાં તેને 'ટેક્સ્ટ-બુક' તરીકે ચલાવવા માટે મંજુર કર્યું છે. તેમજ **ઇનામ-લાઇબ્રેરી**, માટે પાસ કર્યું છે.

## નં. ૪. કિન્ડરગાર્ટન અથવા બાળશિક્ષણ ભાગ બીજો.

આ પુસ્તક પણ દેશી પદાર્થપાઠોથી ભરપૂર છે. સરકારી પ્રાથમિક શાળાઓમાં પ્રાણી-પદાર્થપાઠો શીખવવા સારૂ જૂદાં જૂદાં પશુ, પંખી, વગેરેના નકશા બહાર પાડવામાં આવ્યા છે. તે સર્વ પાઠો આ ગ્રંથમાં છે. જેમકે, ગાય, ભેંસ, બિલાડી, હરણ, સિંહ, શિયાળ, ઘેટું, વાંદરાં, હાથી, ઉંટ, ઘોડો, તથા પોપટ, કાગડો, કોયલ, માખી, માછલું, એ ઉપરાંત જાણીતી વનસ્પતિ, ફૂલ, ફળ, ઝાડ, વગેરેના પાઠો છે. વિશેષમાં પાકશાસ્ત્ર ને મિઠાઇના પાઠો સાથે ખનિજ પદાર્થ, સુતર, ઉન, રેશમ અને ધાતુઓના પાઠોનો પણ સમાસ કર્યો છે. ગુજરાતી પ્રાર્થમિક વર્ગનાં બાળકોને, આ પુસ્તક ઉપયોગી થઇ પડે છે. કિમ્મત માત્ર **ચાર આના** રાખી છે. આ પુસ્તક પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટ-બુક' તરીકે ચલાવવાને મંજુર થયું છે, તેમજ **ઇનામ-લાઇબ્રેરી** માટે પાસ કરવામાં આવ્યું છે.

---

## નં. ૫. કિન્ડરગાર્ટન અથવા બાળશિક્ષણ ભાગ ત્રીજો.

આ પુસ્તક, ઉપલા વર્ગોને વધારે લાયક છે. તેમાં કુદરતી, અને વહેવારિક બાબતોના પાઠ છે. જેવા કે, બાળબાગનાં ઝાડો,

પશુઓની મંડળી, દીવો ને પતંગીઉં, ચંદ્ર ને બાળક, ઝાળક ને વર્ષાદ, શિક્ષા પામેલો નિશાળીઓ, સાકર ને માખી, માળી ને ફૂલ, નાળિએરી ને છોકરી, મચ્છર ને પોપટ, વસંતઋતુનું ગુલાબ, છેવટે પંચરંગનો ઝઘડો, વગેરે રમુજી પણ ઉંડી બાબતો સમાવી છે. વળી વ્યવહારિક તથા નીતિજ્ઞાન થઇ શકે, તેવાં સુંદર ને રમુજી રેસીટેશનો પણ છે. અને તે કથનો હિતોપદેશ, તથા પંચતંત્ર, ઇશપનીતિ તથા કથા સરિતસાગર અને હૉપવાંચન માળાના રમુજી પાઠો માંહેથી લેવામા આવ્યાં છે. કિમ્મત **ચાર આના** છે. આ પુસ્તક પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટ–બુક' તરીકે ચલાવવાને મંજુર થયું છે. તેમજ **'ઇનામ–લાઇબ્રેરી'** માટે પાસ કર્યું છે.

---

## નં. ૬. બાળકસરત અથવા અંગબળ, સચિત્ર–સંગીત ત્રીજી આવૃત્તિ–ભાગ પ્હેલો.

કેવળ નાનાં બાળકોને ગાયન સાથે શરીરના અવયવ ખીલાવવાથી જેમ શારીરિક બળ વધે છે તેમ તેના મગજને આનંદ મળે છે. જેમ કે—

"સીદ્ધા હાથ કરો સૌ સાથ, કમ્મર ડોક નમાવો હાથ;
છાતીપર તો માથું રાખ, મીઠું મીઠું ભોજન ચાખ."

એવા જૂદા જૂદા વીસ પ્રયોગનું આ ગીત છે. વળી તેજ પ્રમાણે તેનાં ચિત્ર પણ આપેલાં છે. એ ઉપરાંત લશ્કરી કવાયત, રંગીન વાવટા સાથની કસરત, મે–પોલ, મ્યુઝીકલ ડ્રીલ વગેરે ગાયનો સાથે દાખલ કર્યાં છે. આ ગ્રંથ ત્રીજી આવૃત્તિમાં જન્મ

પામ્યું છે. આ પુસ્તક 'શાળા–શિક્ષકો'ના તેમજ 'શાળા–લાઇબ્રેરી' વગેરેના ઉપયોગ માટે મંજુર થયું છે. તેમજ વડોદરા દેશી કેળવણીખાતાએ મંજુર કર્યું છે. કિમ્મત **બે આના.** છે.

---

## નં. ૭. બાળઉદ્યોગ અથવા શિશુ—શિક્ષણ.

'Paradise of Child hood' ગ્રંથપરથી આ પુસ્તક પણ સંક્ષિપ્ત કવિતામાં રચાયલું છે. તેમાં વીસ બક્ષિસો વિષે ટુંક હકિકતો આપવામાં આવી છે. કિમ્મત **ચાર આના** છે.

## નં. ૮. બાળ—કહાણીયો.

નાનાં બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપવા માટે સ્હેલી, ને બાળકોના અનુભવમાં આવતી દેશી રમુજી બાવીસ વાર્તાઓ આ નાનાં પુસ્તકમાં છે. નાનાં બાળકોને તે બહુ પસંદ પડતી થઇ પડી છે. આ પુસ્તક સરકારી કેળવણીખાતાંએ શાળા–લાઇબ્રેરી વગેરેમાં શિક્ષકોને અનુભવવાને ઉપયોગી ગણ્યું છે. ગ્રંથની કિમ્મત **બે આના** છે.

## નં. ૯. બાળબાગ—ભાગ. ૧.

આ ગ્રંથ બાળગીતથી ભરપૂર છે. તે માંહેનાં ગાયનો જેમ રમુજી અને હાવભાવવાળાં છે, તેમજ સૃષ્ટિજ્ઞાન અને નીતિ-જ્ઞાન આપનારાં છે. કિન્ડરગાર્ટન કેળવણીને લગતાં જૂદા જૂદા દેશી રાગનાં ગાયનો ઉપરાંત, મીસ કૉલેટનાં જાણીતાં ગાયનો, અને હૉપસીરિઝના પાઠોમાંથી 'માખીનું બચ્ચું' 'બે બિલાડીને વાંદરો' 'વરૂ ને ઘેટું,' 'બગલો ને બિલાડી,' 'લાવરી ને તેનાં બચ્ચાં,' 'કુતરો ને રોટલો' આદિ ગાયનો બાળકોને બહુજ

રમુજ આપે છે. એ સિવાય, પોપટ, ઢીંગલીનું હાલરડું, આંગળાં, જાનવરોની જાન, માતાનો પ્યાર, ભરત, ગુંથણુ, તળાવ રચવાનું, અને ઇશ્વર સ્તુતિ વગેરે ગાયનો રસિક છે. કિમ્મત માત્ર **ચાર આના** છે. આ પુસ્તક 'શાળા-શિક્ષકો' તથા 'શાળા-લાઇબ્રેરી' માટે મે. ડિરેકટર સાહેબે મંજુર કર્યું છે.



## નં. ૧૦. બાળબાગ—ભાગ. ૨.

પ્રથમ ભાગમાં, નાનાં બાળકો માટે સ્હેલા ને સરળ રાગો તથા સાદા વિષયો લેવામાં આવ્યાછે. આ ભાગમાં લગાર ઉંચા પ્રકારના વિષયો છે. અને તે ચડતા ધોરણુનાં બાળકોના ઉપયોગમાં આવી શકે છે. આ ગાયનોમાં સંસ્કૃત કવિવર કાળિદાસ, અંગ્રેજી મહાકવિ શેકસપિયર, શેલી અને મીલ્ટનનાં કાવ્યો નવા રાગમાં રચવામાં આવ્યાં છે. કુદરત સંબંધી, સંસાર-સંબંધી અને નીતિસંબંધી ગાયનો ઉપરાંત શારીરિક અને માનસિક શકિત ખિલવવાનાં રમુજી ગાયનો પણુ છે. તેમાં ઉન્હાળાનું છેલ્લું ગુલાબ, નદીનાં મીઠાં પાણી, કમળપર ભમતો ભમરો, કુદરતનો બહાર, સાંજનો સમય, ચાંદની રાત, કુંજવનમાં પ્રભાત, કેળવણી, માયા, સાસરે જતી બાળા, ગાયન, દયા, મનને ઉપદેશ, વગેરે બાબતો બહુજ અસરકારક છે. આ પુસ્તકના બન્ને ભાગ, સરકારી તેમજ વડોદરા દેશી કેળવણીખાતાએ ઇનામ-લાઇબ્રેરી, તેમજ શાળા શિક્ષક માટે ઉપયોગી ગણ્યા છે. કિમ્મત માત્ર **ચાર આના** છે. આ પુસ્તક, સરકારી કેળવણીખાતાએ 'શાળા-શિક્ષકો' તથા 'શાળા-લાઇબ્રેરી' માટે મંજુર કર્યા છે.

## નં. ૧૧. કિન્ડરગાર્ટન પાઠમાળા.

નાનાં બાળકોને શરૂઆતમાં વાંચનજ્ઞાન થવા માટે, કેટલાક પદાર્થ પાઠોના આકારમાં આ ગદ્ય પુસ્તક રચવામાં આવ્યું છે. સવારમાંથી બાળકોને જે કંઇ કામ કરવાનું, તથા રમવાનું, અને શાળાઓમાં જઇને રમત ગમતથી જે જે શીખવાનું હોય છે, તેના સુંદર—સરળ ને રમુજી પાઠો આપવામાં આવ્યા છે. આ પાઠો બાળવર્ગોના ઉપયોગમાં આવે તેવા છે. કિમ્મત **બે આના છે.**

---

## નં. ૧૨. બાળશિક્ષણ ગરબાવળી.

કન્યાશાળાઓમાં શીખતી બાળાઓને, સંસાર—નીતિ, ને ધર્મશિક્ષણ આપવામાટે, જુના કવિઓની પદ્ધતિપર જૂદી જૂદી દેશી રાગની ગરબીઓ રચવામાં આવી છે. સ્ત્રીસંસાર અને ધર્મ—નીતિના વિષય જાણવા ઉપરાંત તાલ સાથે ગરબી ગાવાથી શારીરિક કેળવણીનો હેતુ પાર પડે છે. આ પુસ્તક કન્યાશાળામાં **ઇનામ–લાઇબ્રેરી** માટે સરકારી કેળવણીખાતાએ મંજુર કર્યું છે. કિમ્મત **ચાર આના** છે.

---

## નં. ૧૩. સંગીત—સતીમંડળ.

પ્રાચીનકાળની જાણીતી સતીઓનાં વર્ણન સંક્ષિપ્ત કવિતામાં છે. સાવિત્રી, પાર્વતી, તારામતી, દમયંતી, અને સીતા આદિ સતીઓનાં દેશીરાગમાં ચરિત્ર છે. અને તે પ્રાથમિક કેળવણીના ચડતા વર્ગોમાં શીખતી બાળાઓને ઉપયોગી થઇ પડશે. સ્ત્રીનીતિ, ધર્મજ્ઞાન, ઉપરાંત દૃઢતા, પ્રૌઢતા, ધીટતા, હિમ્મત,

શુરવીરપણું, સત્યતા, પવિત્રતા, અને ધર્મ વગેરે બાબતો ઉપરાંત, સાચવટ, કરકસર, માવજત, બાળશિક્ષણ, વગેરે વિષયો બહુ સંભાળથી રચવામાં આવ્યા છે. એકંદર રીતે આ નાની કિમ્મતનું પુસ્તક, સ્ત્રીકેળવણીના કામમાં ઉપયોગી છે. આ પુસ્તક વડોદરા દેશી કેળવણી ખાતા તરફથી મંજુર થયું છે. તેની કિમ્મત પણ **ચાર આના** છે.

## નં. ૧૪. કિન્ડરગાર્ટન અથવા બાળખેલ, સચિત્ર—આવૃત્તિ.

સરકારી પ્રાથમિક શાળાઓના બાળવર્ગ તથા પહેલા ધોરણોમાં દાખલ થએલી કિન્ડરગાર્ટન કેળવણીના સઘળા વિષયોથી આ પુસ્તક ભરપૂર છે. શરૂઆતમાં સળીઓના આકારો, ચિત્ર સાથે બતાવ્યા છે. તે પછી કડીઓના આકારો છે. મૂળાક્ષર અને અંક બનાવવામાં કડીઓ અને સળીઓનો ઉપયોગ કર્યો છે. આ પાઠ ઉપરાંત દડો, ગોળો, ઘન અને નળાકારની બાબત છે. તે પછી જુદા જુદા નક્કર આકારો તથા બિલ્ડીંગ્સ વગેરે બાંધવા માટે, ઈંટ, અને કાટખુણાઓના કડકાઓનો ઉપયોગ કીધો છે. ચિત્રકળા, ગુંથણકળા, વટાણા અને માટીના પદાર્થો રચવા માટે ચિત્રસહિત શીખવવાની પદ્ધતિ બતાવી છે. તેની સાથે તેનાં સાદાં અને સુંદર ગાયનો પણ રચેલાં છે. એ સિવાય પદાર્થ પાઠ, બાળગીત, બાળકસરત, અને બાળકહાણીઓ દાખલ કરેલી છે. બાળવર્ગ, તથા પહેલા ધોરણમાં ચલાવવામાટે, સરકારી કેળવણીખાતાની તરફથી પ્રકટ થતાં ગુજરાત શાળાપત્રના એપ્રિલ ૧૯૦૨ માસના અંકમાં આ ગ્રંથ વાપરવા માટે મે. ઉત્તરભાગના

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે હુકમ પ્રકટ કર્યો છે, અને તે માટે, ગુજરાત ટ્રેનિંગ કૉલેજના મે. પ્રિન્સીપૅલ સાહેબે દરેક શિક્ષકોને આ પુસ્તક વડે શિક્ષણ આપવાની ખાસ સૂચના કરી છે, કે કોઇ પણ નવીન શિક્ષક, આ પુસ્તકનું મનન કરીને પોતાની મેળે બાળકોને શીખવી શકે છે, કિમ્મત માત્ર **પાંચ આના** રાખી છે. આ પુસ્તક દરેક **પ્રાથમિક** શાળાઓમાં **'ટેકસ્ટ-બુક'** તેમજ **'ઇનામ-લાઇબ્રેરી'** તરીકે વાપરવા માટે મે. ડિરેકટર સાહેબે હુકમ આપ્યો છે. આ પુસ્તકની બીજી આવૃત્તિમાં સરકારી નવા ધોરણો માંહેના કેટલાક પદાર્થ પાઠો નવા દાખલ કર્યા છે એટલુંજ નહિ પણ કિન્ડરગાર્ટનના નમુના અને બાળગીતોમાં વધારો કર્યો છે.

---

## નં. ૧૫. બાળકોની રંગભૂમિ.

નાનાં બાળકોની નિર્દોષ રમત વેળા ગમ્મતની સાથે જ્ઞાન આપનાર, આવાં નાનાં નાટકો, આપણાં બાળસાહિત્યમાં નથી. વળી નિશાળોના મેળાવડાઓમાં કંઇક ગમ્મતની જરૂર વેળા તેવાં સાધનો તૈયાર મળતાં નથી. અંગ્રેજી સ્કુલોમાં તેવું નિર્દોષ રમતનું ઘણું સાધન જોવામાં આવે છે. Children Theatrical ઉપરથી આ નાનું પુસ્તક પ્રકટ કર્યું છે. તેમાં હોપ વાંચન-માળા માંહેના બે રમુજી પાઠોનાં નાનાં નાટકો છે. રાજકુમાર અને ન્યાયાધિશવાળા પાઠમાં અસરકારક ન્યાય અને નીતિ દેખાડી છે. અંધેરી નગરીના ગંડુ રાજાનો નાટક હાસ્યરસથી ભરપૂર છે. ત્રીજો નાટક 'ફૂલદાનીનાં ફૂલોનો છે. તેમાં ગર્વનું ખંડન કરવામાં આવ્યું છે. આ નાટકોમાં એટલી સરળતા રાખી છે કે તે ટુંક વખતમાં પૂરો થાય છે, અને બાળકો તે

સ્હેલથી ભજવી શકે છે. એ નિર્દોષ રમતથી બાળકોની બોલવાની શક્તિ સુધરે છે, ને નીતિનું ઉત્તમ જ્ઞાન થાય છે. વડોદરા દેશી કેળવણીખાતાએ આ પુસ્તક મંજુર કર્યું છે. કિમ્મત બે આના છે.

## નં. ૧૬. બાળજ્ઞાન અથવા કુદરતી શિક્ષણ.

ફ્રૅબલ કહેછે કે બાળકોને ધર્મજ્ઞ કરવા માટે તેને પ્રથમ કુદરત સાથે ઓળખાણ કરાવવી જોઇએ, જ્યારે તે જૂદી જૂદી રચના પારખતાં થશે, ત્યારે પોતાની મેળે તેના પેદા કરનારને તેની શક્તિ સાથે ભજતાં શીખશે. હરબર્ટ કહેછે કે બાળકોને નીતિનાં ભાષણો આપવા બદલે પ્રત્યક્ષ વસ્તુથી તેનું મન સદ્માર્ગે દોરવવું. આ હેતુ જાળવીને કુદરતી વસ્તુ તથા દેખાવો ઉપર સ્હેલાં ને સુંદર ગાયનો રચેલાં છે. સૃષ્ટિજ્ઞાન આપવા માટે આ નાનું પુસ્તક ટ્રેનિંગ કૉલેજમાં તેમજ પ્રેકટીસિંગ સ્કુલમાં ઉપયોગી થઇ પડયું છે. વડોદરા દેશી કેળવણીખાતાએ આ પુસ્તક મંજુર કર્યું છે. કિમ્મત એક આનો છે.

## નં. ૧૭. કિન્ડરગાર્ટન બાળગીત.

અમદાવાદ મેલ તેમજ ફિમેલ ટ્રેનિંગ કૉલેજ, અને તેની પ્રેકટીસિંગ સ્કુલોમાં ચલાવેલાં કિન્ડરગાર્ટન રૂઢીપર રચેલાં હાવભાવવાળાં ગાયનો આ પુસ્તકદ્વારા પ્રકટ કર્યાં છે. તેમાં નાંનાં બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપનારાં સ્હેલાં અને બાળખેલનાં ગાયનો છે. જેમકે, ઘડિયાળ, આગગાડી, કબૂતરનો ખડો,

માતાનો પ્યાર, માછલી તથા શેખસલ્લીનું રેસીટેશન ઇત્યાદિ હાવભાવ સહિત ગાવા તથા કસરત કરવા માટે ગાયનો છે. વળી શિક્ષકોને સૂચના કરવા માટે ગાયનો નીચે હાવભાવ કરવાની નોટ આપી છે. કિમ્મત માત્ર **બે આના** છે.

આ ગ્રંથો એક મતે દેશી તેમજ અંગ્રેજી વિદ્વાનોએ, વર્તમાન પત્રોએ અને શાળા–શિક્ષકોએ પસંદ કરેલાં છે, હાથ કંકણને આરસીની જરૂર શી! સરકારી કેળવણી ખાતાએજ આ પુસ્તકો, મુંબઇ ઇલાકાની પ્રાથમિક ગુજરાતી-શાળાઓમાં '**ટેક્સ્ટ–બુક,**' તથા '**ઇનામ–લાઇબ્રેરી**' અને '**શાળા–શિક્ષકો**' માટે મંજુર કરવામાં આવ્યાં છે. તેમજ દુનિયાના જે દેશોમાં ગુજરાતી શીખનારી બાળ પ્રજા વસે છે ત્યાંપણ તેનો બ્હોળો ઉપયોગ કરવામાં આવે છે. એજ તેની ફતેહ માટે જીવતી જામિનગીરી છે.



# કિન્ડરગાર્ટન ગ્રંથમાળાની સરકારી તપાસ.

## હેલવાડાકર સિરીઝ.

### " બાળગ્રંથાવળી નાં૦ ૧ થી ૧૭. "

| | | |
|---|---|---|
| | ૧ કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધત્તિનાં મૂળતત્ત્વો...... | ૩૦-૪-૦ |
| | ૨ કિન્ડરગાર્ટન મૂળ ભાગ-સચિત્ર.............. | ૦-૨-૦ |
| * | ૩ કિન્ડરગાર્ટન ભાગ ૧ થી ૩ દરેકના............ | ૦-૪-૦ |
| | (ચાર પુસ્તક સાથે બાંધેલાના પાકાં પુઠાનો)... | ૧-૦-૦ |
| † | ૬ બાળ કસરત ભાગ ૧-(સચિત્ર ત્રીજી આવૃત્તિ) | ૦-૨-૦ |
| | ૭ શિશુ શિક્ષણ-(સંક્ષિપ્ત કવિતામાં)........ | ૦-૪-૦ |
| † | ૮ બાળ-કહાણિયો ........................ | ૦-૨-૦ |
| † | ૯ બાળ બાગ ભાગ ૧-૨ દરેકના............ | ૦-૪-૦ |
| | (બે ભાગ સાથે બાંધેલાં પાકાં પુઠાનો) ..... | ૦-૮-૦ |
| | ૧૧ કિન્ડરગાર્ટન પાઠમાળા .................. | ૦-૨-૦ |
| † | ૧૨ બાળ શિક્ષણ ગરબાવળી................... | ૦-૪-૦ |
| | ૧૩ સંગીત-સતીમંડળ ...................... | ૦-૪-૦ |
| * | ૧૪ બાળ-ખેલ (સચિત્ર)...................... | ૦-૫-૦ |
| | ૧૫ બાળકોની રંગભૂમિ ...................... | ૦-૨-૦ |
| | ૧૬ બાળ જ્ઞાન............................. | ૦-૨-૦ |
| | ૧૭ બાળ ગીત.............................. | ૦-૨-૦ |

* આ પુસ્તકો, સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટ-બૂક' તેમજ 'ઇનામ-લાઇબ્રેરી' તરીકે વાપરવા માટે સરકારી કેળવણી ખાતાં તરફથી ખાસ હુકમ પ્રકટ થયો છે.

† આ પુસ્તકો માંહે કેટલાંક શાળા-શિક્ષકોના ઉપયોગ માટે તથા ઇનામ-લાઇબ્રેરી માટે મંજુર થયાં છે.

☞ આ પુસ્તકો ખરીદનારને સરકારી બુક ડીપોના ધારા પ્રમાણે વીસ ટકા કમીશન આપવામાં આવશે.

છાપનાર-**ગોપાળજી કલ્યાણજી હેલવાડાકર,**

નં. ૧૫૫, ફનસવાડી, **મુંબઇ.**